# “જેહરે રોશની”

અપો જરથુસ્ત્ર

નું

જન્મ વૃતાંત.



કર્તા “દરમીસ”

# "રેહબરે રોશની"

યાને

## અષો જરથુસ્ત્રનું જન્મ વૃતાંત.


રચનાર—"હરમીસ."

**હોરમસજી સોરાબજી મીસ્ત્રી,**

મિનોઇ મૅજાહ-મધુરિકા-"કિયાની કિર્તન,"

તથા

"સગન સંગિત"ના કર્તા.

**"ડાન" ફોટોગ્રાફીક સ્ટુડયોના આર્ટીસ્ટ.**

ગોવાલ્યા તલાવ, **મુંબઇ**





આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપટન
પ્રિંતીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઇમાં મેહેરજી
એરામજી મીઠાઇવાલાએ છાપ્યું છે, અને મી૦ હોરમશજી
શોરાબજી મીસ્ત્રીએ દીસોઝા બીલ્ડીંગ ગોવાલ્યા તલાવે
મુંબઇ મધ્યે પોતાને માટે પ્રગટ કીધું.

# કર્તાના પ્રથમ બે બોલ.

## "પાક અહુરા"

મેહજબોની મોતેબરીમાં મગરૂરી લેવામાં સર્વને માન છે, કારણકે તેમાં "જાન" અને "રવાનની ખીલવણીનો" અરમાન છે. તેવા નેક વિચારની વાતાવરણમાં, આ પુસ્તક, ઓ "ભલી માજદીયસની દીનના ટોળીદારો," હું તમો સમક્ષ ખરાં માન અને પ્રિત સાથે ધરૂં છું. મહારી અદના શકિતથી આરંભ થયલા પુસ્તકોમાં આ "પાંચમું પુસ્તક છે"—કે જે જાહેરમાં મેલવાની મહારી એટલીજ નેમ છે કે "દીનદારોનો, મજદીયસ્ની જરથોસ્તી મજહબ ઉપર જેવો જોશ અને હોશ છે," તેમાં કાંઈ વધારોજ કરે! મ્હારી પ્રથમ કોશેશની "મિનોઇ મજાહ," ત્યારબાદ "મધુરિકા" અને "કયાની કિર્તન," તથા "સગન સંગીત" ને જે ઉતેજન મલ્યું, તેથી આ પુસ્તક રજુ કરવા મન થયું. અને આગલા પુસ્તકોને વાંચનારનો જે ટેકો મલ્યો, તે માટે ઉપકાર માન્ય રાખી આ પાંચમું પુસ્તક પ્રિય વાંચક આગળ ધરવા માટે ખુશીનો શોહોર એ માટે મચી રહયો છે કે તે, તે પુસ્તક છે, કે "જેમાં પાક અશો સ્પિતામા જરથુશ્ત્રનો, સંગિતની રસીલી રંગતમાં જન્મ વૃતાંત સમાયલો છે. "સંત સ્પિતામાનું" પદ્ય ગદ્ય, આ સંગીત સિફતમાં વાંચવું બેશક ભાવિકજ છે અને બીજાઓથી લખાયલા આગલા લેખો સાથ આ કમતરીન કલમની એક વધુ કોશેશ નકામી જશે નહી.

આ પુસ્તકનો, જે કિતાબ ઉપરથી આધાર લીધો છે તે માટે તેના રચનારનો આભાર માન્ય કરૂં છું, કે જેમને અસલ ઉપરથી ઉપજાવતાં કેટલો શ્રમ થયો હશે?

"સંત સ્પિતામાની શકિતની ખુબીઓની તોલ" કરવા માટે મુજ જેવી કમતરીન કલમ નિર્બળ છે. કારણ કે જેબી કાંઇ આપણે વિચારીયે, યા બોલ્યે તે આપણી "મતિની પતિજ"ને આધાર છે. છતાં જે સાદા પદ બેત, તથા તેત્રીશ રાગણીઓ સાથનું આ પુસ્તક લખ્યું છે, તે પ્રિય વાંચક તમને એક ઘડીની રંગત, યા એકાડા વાકયની રચનાની ભાવિક મોજ આપશે, તેમાંજ આ કલમ સુખ માનશે. તથા જે પ્રિય ભાઈઓ, યા બાનુઓ આ પુસ્તક વાંચી પોતાને થયલી અસર વિશેની એકાદ બે લીટી લખશે, તેમનો અંતકરણ પુર્વક આભાર માનવા આ કલમ સદા તૈયાર રહેશે.

આ તેમજ આગલા પુસ્તકોની સસતી કીમત એ કારણસર રાખી છે, કે તેનો વધુ પ્રચાર થાય, તથા તે સવલ કીમત રાખવાનું મુખ્ય ઉતેજન મહારા કદરસનાસ બીરાદરો કે જેઓએ જાહેરખબરથી ઘણુજ અમુલ્ય ઉત્તેજન આપ્યું છે; તેમનો આભાર માનું છું તથા તે સાથે વાંચનારનો તથા એક યા અનેક કેતાબો લઇ તેનો પ્રચાર કરાવનારાઓનો ફરી આભાર માની ખતમ કરૂં છું."

## "નેક કામ જે કે જેમાં નેક બુધ્ધી."

સેવટે આપણા બ્રીટીશ રાજ્ય કે જે રાજ્યની, સર્વના ધર્મના રક્ષણ કરવાની "પવિત્ર નેમ" છે, તે રાજ્યનો ઝુન્ડો હંમેશ ઉડતો રહે. જે રાજ્યની કિર્તીમા, માન મોટાઇમાં, વધારો થતો રહે, એવું અહુરાથી ચાહવું આમીન થાવો!

રૂડું બ્રીટીશ રાજ્ય, સદાય ઝલકતું રહો
પ્રજા પાલનહાર સાથ હંમેશ મલકતું રહો!
કરવી રાજ વફાઇ એ ધર્મનો "ફિરચાર છે"
તેમાજ સુખને માનવું એ (અહુરાનો ઉદગાર છે!)
"ઇનસાન માટે ધર્મ તો ખરેજ એક કળ છે
ધર્મમાંજ ઇનસાનની ઉંચાઇ તણુ બળ છે."

ખલકતમાં "ખુરશેદની ખુર્મી" ખીલી રહી
ગઈ ગુજરી સાયત સાથ રંગમાં મલી રહી."

મ્હારા રગેરગમાં પ્રસરી રહેલા વાહલા ખુરશેદ! આજ ત્હારા જન્મ (માહા દેહ અને રોજ ખુરશેદ ઇજદના દીને થયલા) દીવસ સાથ આ અદના કલમની નવિન રંગતનો પ્રવેશ પ્રકાશે છે.—

તાબેદાર—"**હુરમીસ.**"

મીનોઇ મજાહ, કયાની કીર્તન, મધુરિકા, સગન સંગીત, તથા "રેહબરે રોશની"—ડોન સ્ટુડીઓ, ગોવાલીઆ તલાવ તેમજ શેઠ પી. ડી. મુકાદમ કોટ, યા મેસર્સ જહાંગીર કરાણી એન્ડ સન્સ બુકસેલરોને પારસી બજાર, ત્યાંથી મલશે.

આ

અષો જરાથુસ્તનું જન્મ વૃતાંત

ઉર્ફે

સંત સ્પિતામાની-સુંદર-સંગિત સિફાયત

યાને

# રેહબરે રોશની

ખરાં માન-જરથોસ્તી જાન--સાદાઇના શાન

સાથે

અહુરાના આત્મા, પાક અષો જરથુસ્ત્ર

થી

બક્ષાયલા, થપાયલા, છાતીમાં છવાયલા

"મોતેબર માજદીઅસ્ની મજહબને"

હું અર્પણ કરૂં છું.

# કર્તાના બીજા પૂસ્તકો.

"**મિનોઇ મજાહ**"–(પાક અષો જરથૂસ્ત્ર તથા અહુરામજદાની ભકિત-ભાવના ગાયનો નોટેશન સાથે) કીમત આના ૪

"**મધૂરિકા**"–(યાને સુબોધ સંગિતની રંગીત રચના તરજુમા સાથે) કીમત આના ૧૨

"**કયાની કિર્તન**"–(યાને ગયોમર્દથી, શાહ જમશેદ અને ઝુહાકનૂં દાસતાન–સંગિત) કીમત આના ૪

"**સગન સંગિત**"–(નવજોત, લગનના સર્વ સગન, વરસ ગાંઠ, તથા સુભ પ્રસંગના ગાયનો)–નોટેશન સાથે–કીમત આના ૬

"**રેહબરે રેશની**"–(અષો જરથુસ્ત્રનુ જન્મ વૃત્તાંત, બેત તથા સંગિત–નોટેશન સાથે)

"**મધૂરિકા**" ના ગાયનોની બની શકે તેટલી નોટેશનનો હવાલો "**સગન સંગિત**" તથા "**રેહબરે રેશની**" માંથી મલશે.

જે નોટેશન પર કસીબી, ઉપર યા નિચે આડી નિશાણી નથી, તે સુર, "મધ્ય" સપતકના સમજવા. જે નોટેશનની નિચે આડી લીટી હોય, તે "મંદ" સપતક યાને પહેલા સપતકના, તેમજ ઉપર લીટી હોય, તે "તાર" સપતક યાને છેલ્લા સપતકના સમજવા.

# દીબાચો.

> "There's not the smallest orb, which thou behold'st,
> But in his motion like an angel sings,
> Still giving to the young-ey'd cherubins;
> Such harmony is in immortal souls;
> But, whilst this muddy vesture of decay
> Doth grossly close it in, we cannot hear it."

મ્યુઝીક! ગાયન!! સંગીત!!! આહ, તે શું છે! નામીચો કવી શેકસપીયર કહે છે કે "કોઇબી નાનામાં નાનો સેતારો યા ગ્રહ જે આપણી નજરે પડે છે તે એવો નથી કે પોતાની ચાલુ ગતી દરમ્યાન એક ફરેશ્તાની માફક ગાયન ગાતો નહી હોય, અને જુવાન દેખાવની બધી ફરેસ્તાઇ શકિતઓની સાથે ચાલુ ગાવામાં હમશારીકી કરતો નહી હોય; એવી રીતનો એકરાગ, મ્યુઝીક, એકસાની એવુંજ સંગીત સર્વે અમર્ગ આત્માઓમાં વાસો કરી રહેલાં છે, પણ જે વખત દરમ્યાન આ નાશવંત ખાકી બદન તે સુંદર સરોદ, મ્યુઝીક, યા ગાયનને પોતાની સ્થુળતાથી ઢાંકીને બંધ કરી રાખે છે, તે વખત દરમ્યાન આપણે આપણી પોતાની અંદરનું આ મધુર મ્યુઝીક સાંમળી શકતાં નથી.

મ્યુઝીક યાને ગાયન જે ખુદ સુષ્ટિ રચનાનો મુળ કાયદો છે—જે ધ્વની ( vibration ) ગતી ( motion ) નાદ ( sound ), રંગ ( colour ) આકાર, ( form ) સંખ્યા ( number ) વિચાર ( thought )—આ મુળ કાયદાઓને આધારે તમામ સૃષ્ટિ રચના તથા તેની અંદરનો દરેક દેખીતી તેમજ અણદીઠ પેદાયશ તે રયોમંદ અને ખોરેમંદ હરવેસ્પ આગાહ દાદાર હોરમજદે પેદા કરેલી છે, અને જે મુળ કાયદાઓ આપણા પોતાના આત્માનો બંધારણ રચનામાં ગુંઠાઇ ગયલા છે —જે કાયદાઓના જમીલાને વખ્શુરે વખ્શુરાન રમ્જગો અશો સ્પિત્માન જરાતોશ્ત સાહેબે અવસ્તામાં "સ્તોત યસ્ત"ને નામે ઓળખાવેલા છે—અને જે "સ્તોત યશ્ત" યાને સઉથી બુલંદમાં બુલંદ ધ્વની, ગતિ, મીથ્ર યાને વીચાર. આકાર, નાદ, રંગ, સંખ્યાના કાયદાઓને આધારે તમામ અવસ્તા "માંથ"ના એકવીસ નુસ્કા તેવણ સાહેબે માજદયસ્ની જરથોશ્તી દએનના અપાંડ ઇલ્મ તરીકે રચી આપેલાં છે—તે મ્યુઝીક આ દુન્યા ઉપરની બી દરેક પેદાયશ ખનીજ, વનસ્પતિ, જાનવર, તેમજ માનવી દરેકની સાથે જોડાયલીજ રહે છે, અને તેટલા માટેજ સંગીતનો શોખ દરેક માનવી કુદરતી રીતેજ ધરાવતું હોવું જોઇએ પણ આ સંગીતનો શોખ દરેક માનવીમાં ને માનવીના આત્માની વૃધ્ધિના જુદા જુદા તબક્કા મુજબ જુદા જુદા પ્રકારનો હોય છે, અને જેટલો આત્મા મીનોઇ વૃધ્ધિના ઉંચ તબકા ઉપર હોય છે તેટલાજ પ્રમાણમાં ઉંચ બુલંદ પ્રકારની મ્યુઝીકનો શોખ તેનામાં પ્રસરી રહેલો હોય છે, અને જરથોશ્તી દએનના ઉસુલ્યાની શિક્ષણ મુજબ આત્માની વૃધ્ધિ માટેનો અમુલ્ય ખોરાક—"મીથ્ર" યાને શબ્દ ઉચ્ચાર તથા તેથી ઉત્પન્ન થતો "સ્તોત" યાને રંગો—હોવાથી દરેક આત્માને પોતાની વૃધ્ધિના તબકકાના પ્રમાણ મુજબજ હલકી કીસમના યા ઉંચી કીસમના વીચારો તથા સરોદો પસંદ પડે છે.

"મ્યુઝીકના શોખ" માટેનો આ નીયમ સ્હેજ ધ્યાનમાં લીધા પછી આ ચોપડી "રેહબરે રોશની" ના કર્તાની ખાહેશને માન આપી આ ટુંક દીબાચો ખાકસારીથી લખવાની રજા મુજબના ખુદા પાસેથી લઉંછું. કર્તા મી૦ હોરમસજી સોરાબજી મીસ્ત્રી, જેવણ હંમેશાં "હરમીસ" નો તખલ્લુસ ધારણ કરેછે તેવણની ઓળખ અત્યાર આગમચની વાંચનારાઓના મોટા ભાગ સાથે થયલી હશે. તેવણ ગોવાલ્યા તળાવના રસ્તા ઉપર આવેલા "ડાન ફોટોગ્રાફીક સ્ટુડયો" ના આરતીસ્ત તથા માલેક છે, અને મ્યુઝીકના કર્તા તરીકે અત્યાર અગાઉની ચાર ચોપડીઓ બ્હાર પાડી છે જેઓના નામ "મધુરિકા," "મિનોઇ મજાહ," "કયાંની કિરતન" તથા "સગન સંગિત" છે. આ ચાર ચોપડીઓ જેઓએ વાંચી હશે તેઓ જોઇ શકશે કે તેઓની અંદર ચાલુ "મીથ્રની બુલંદી" યાને "વિચારની શ્રેષ્ટાઇ" માલમ પડી આવે છે. આ ચોપડીઓની અંદર નીતિને લગતાં અનેક સિધ્ધાંતો, ધર્મને લગતાં સામાન્ય ફરમાનો, તથા દાદાર હોરમજદ, અમશાસ્પંદો, યજદો અને અશો સ્પિતમાન જરાતોશ્ત સાહેબને લગતાં, તેમજ શાહનામાનું જમશેદ જોહાકનું દાસ્તાન તથા લગન નવજોત જેવાં શાદી, રામશાનીના હીંગામોને લગતાં અનેક રાગોમાં મઢેલાં ગાયણો જોવામાં આવે છે, અને આ ચાર ચોપડીઓ જેઓએ જોઇ હશે તથા અંદરના ગીતોની કીંમત મ્યુઝીકને કાયદે તેમજ વિચારને કાયદે પીછાણી હશે તેઓએ કર્તાને ખરેખર અંતઃકરણથી મુંગે મહોંડે ધન્યવાદ આપ્યો હશે.

હવે આ કેતાબ જેનું નામ "રેહબરે રોશની" રાખવામાં આવ્યું છે તે ઉપલી ચાર ચોપડીઓથી તદન જુદાજ પ્રકારના છે, અને કર્તાની સૌથી સરસ કોશેશ તરીકે આ ચોપડીને જોનાર દરેક સખ્સ લેખી શકશે, એવી મારી ખાતરી છે. આ ચોપડીની અંદર વખ્શુરે વખ્શુગાંન રમ્જગો અશો સ્પિતમાન જરાતોશ્ત સાહેબનો જન્મ તથા જીંદગીની ચરિત્ર ગાયન રૂપે આપવામાં આવ્યું છે, અને તેની અંદર સાથે સાથે કેટલાક ખુલાસાઓ તથા બએત પણ આપવામા આની છે. અશો જરાતોશ્ત સાહેબના આત્માનો દરજ્જો તથા તેવણ સાહેબનો જન્મ આ દુન્યા ઉપરની હેયાતી તથા આ દુન્યા ઉપરથી પસાર થઇ જવાને લગતી બાબદો સમજવા માટે ઘણીજ

ખીકત છે કેમજે તેવણ સાહેબ કંઇ આપણ જેવા સાધારણ આત્મા તથા સાધારણ મગજ શકિત ધરાવનાર નહી હતા, અને આવા એક મ્હાન દરજ્જાના પએગમ્બર સાહેબને લગતી બાબદો સમજવાનું કામ આપણી હદવાળી મગજશકિત સેહલાઇથી બજાવી શકિત નથી. તોપણ સામાન્ય રીતે જે બયાનો "જરતોશ્ત નામાં લખનારાઓ અવસ્તા પહેલવીની અંદર સમાયલા રમ્જ યાને ભેદો સમજ્યા વગર આમ લોકોને માટે તે અવસ્તા પહેલવી લખાણોની જાહેરી સમજણ ને આધારે લખી ગયા છે તે લખાણો સમજીને મ્યુઝીક રૂપે ઘણીજ દીલને ખુશ કરનારી ઢપે રજુ કરવાની કોશેશ મી૦ "હરમીસે" કરી છે, અને આવી એક નવીન કોશેશને—એક એક બુલંદમાં બુલંદ પએગામ્બર સાહેબને લગતી ગુહય બાબદોને સરલ બનાવીને તેવણ સાહેબની જીંદગીના મોજેજા રૂપી બયાનોને ગાયણ રૂપે ભેટ કરવાની લાયક કોશેશને—પારસી કોમના દરેક બસ્તેકુસ્તીઆન સાહેબ તથા બાનુએ ઉતેજન આપવાની જરૂર છે.

ગાયન યાને મ્યુઝીક શીખવવાને ખાતર જે ગમે તે વીચારો મઢી લીધેલા ગીતો બચ્ચાંઓ યા મોટાંઓને શીખવ્યાથી તેઓના પોતાના વિચાર ઉપર નુકસાનકારક અસર જરૂર થાય છે. કોઈ બી ચીજ શીખાડવા માટે અને એકાગ્રતા સાથના એકચીતથી બરાબર શીખવા માટે "મ્યુઝીક" એક દીલપઝીર અને ઉપયોગી સાધન થઇ પડે છે, અને તેટલામાટે નિશાળોમાં તેમજ ઘેરમાં માબાપો પોતાના બચ્ચાંઓને મ્યુઝીક શીખવતી વખતે કયા પ્રકારના ગીત શીખવવામાં આવે છે, તથા વિચારવાતાવરણ (thought-photosphere)માં કેવી રીતની ધ્વનીઓ તે મ્યુઝીકના પરીણામે રહીને તેઓના વીચાર, શબ્દ તથા કામો ઉપર અસર કરી શકશે તે બાજેની ચોકસાઇ અને સાવચેતી રાખવાની માબાપોની ગંભીર ફરજ છે. મી૦ હરમીસ સામાન્ય નીતી શીખવવા ઉપરાંત "જરથોશ્તી ધરમને લગતાં અનેક ફરમાનો ઘણીજ સરસ રીતે મ્યુઝીક મારફતે શીખવે છે, અને આ ચોપડીમાં તો "અશો જરતોશ્ત" સાહેબને લગતી બાબદો કે જે બાબદો દરેક પારસી જરથોશ્તી બાળક તેમજ મોટાંઓએ જાણવાની જરૂર છે તે બાબદો મ્યુઝીકની સરસ ઢપમાં તેવણ રજુ કરે છે. વળી વાજીંત્ર સાથે વગાડવા માટેની ચાવી (key) આપવાનું ધોરણ જેમ આગળી બે ચોપડીઓ "મિનોઇ મજાહ" તથા "મગન સંગીત" માં આપ્યું છે તેમ આ "રેહબરે રોશની"માં પણ દાખલ કરયું છે જેથી નવા શીખાઉ તેમજ શીખેલાંને મ્યુઝીક ગાવાને સાથે વજાડવાનું ઘણું સહેલું થઇ પડશે. આ મ્યુઝીકની ચોપડીમાં સમાવેલી બાબદ તથા તેમાં વપરાયલી ભાષા તથા રાગરાગણી માટે કંઇબી ટીકકા કરવાનો દાવો હું કરી શકતો નથી, કેમજે દીબાચો લખનારના કર્તા પોતે મ્યુઝીકનો આર્ટ ઘણો વધારે સરસ રીતે સમજે છે, અને અશો જરાતોશ્ત સાહેબને લગતી રમ્જની બાબદ તો અત્યાર સુધીમાં કોઇનીબી તરફથી આપણા સમજવામાં આવી નથી.

વાસ્તે સેવટે ફકત આટલુંજ ધ્યાન ખેંચવાની રજા લઉંછું કે મ્યુઝીકનો શોખ (taste for music) કેવા પ્રકારનો હોવો જોઇએ તે બાબદ દરેકના પોતાના ઉરવન યાને આત્માની વૃધ્ધિના તબકકા (stage of spiritual unfoldment) ઉપરજ આધાર રાખે છે, અને જે સંગીત, જે ગાયન પોતાની અંદર શ્રેષ્ટ મીનોઇ વૃધ્ધિને લગતા "મીથ્ર" યાને વીચારોનો સમાવેશ કરીને, તેવા "મીથ્ર" મ્યુઝીકના સરોદો મારફતે ચોમેર ફેલાવીને દેખીત તેમજ અણદીઠ રીતે મીનોઇ વૃધ્ધિને લગતી ધ્વનીની અસરોનો વરસાદ વરસાવીને મીનોઇ આબાદી, શાંતી, સુલેહ અને મનની પવિત્રાઇનો વધારો કરવામાં મદદ કરી, "આત્માની વૃધ્ધિ" અને તમામ સૃષ્ટિ રચનાની પેદાયશોની મીનોઇ "વૃધ્ધિ" ની જે બુલંદમાં બુલંદ નેમ પેદા કરનારની છે તે નેમની સાથે સમાંતર રહેવામાં અને રાખવામાં જે મ્યુઝીક ચાલુ હમશરીક રહે તેને મારી અદના માન્યતા મુજબ હું શ્રેષ્ટ ગાયન Best Music તરીકે લેખું છું. આવી રીતની બુલંદ મ્યુઝીક તન, મન, અને ધનની મદદથી આપણી કોમના દરેક દરેક સભાસદ—મોટા તેમજ નાના સાહેબો તથા બાનુઓ અને બચ્ચાંઓ—શીખીને, આખી કોમના "મીથ્ર" યાને વીચારની ગતી તથા "માંથ્ર" યાને ઉચ્ચારોની અસરો બુલંદમાં બુલંદ રાખીને, પોતાની આસપાસ તે ભલી અસર ફેલાવવાને લાયકની થઇને, દાદાર હોરમજદની ખાહેશ મુજબ મીનોઇ વૃધ્ધિને લગતાં કાર્યમાં હમશરીક થાએ !

કર્તા મી૦ હરમીસે જે શુભ કોશેશ દુન્યામાં ભલા મીથ્ર ફેલાવવાના જોશ માટે કરી છે તે માટે તેવણને શાબાશી આપું છું, અને આ ચોપડીનો દરેક વાંચનાર પોતાના મુનસફ મીજાજથી આ ચોપડીની શ્રેષ્ટાઇ પીછાણશે એવી આશા રાખુંછું. નજદીકના ભવિષ્યમાં જરથોશ્તી ધર્મ તથા નીતીને લગતાં તેમજ સામાન્ય નીતી રીતીને લગતાં "સંગીત" ની વધુ ચોપડીઓ બહાર પાડવામાં મી૦ હોરમસજી મીસ્ત્રીને તેવણનો ખુદા તનદુરસ્તી સાથની લાંબી જીંદગી તથા લાયક સંજોગો બખશે એવી ભલી દુવા સાથે,

૧૦૮, ચંદનવાડી,
જુન ૧૯૧૬.

**ફીરોજ શાપુરજી મસાની.**

## " અષો સ્પિતામા જરથુસ્ત્રા ! "

### પ્રથમ બે બોલ.

ઓ ઝલકાત ભર્યા જરાથૂસ્રા, ઓ નુરેમંદ નૂરા, ઓ ભેદના ભરપુરા ! ત્હારા જ્ઞાનની, ધ્યાનની, માનની, તારીફ કરવા, આ કલમ ખરાં જીગરથી, જોશથી, હોશથી તલબગાર છે, કે તું વિરાની, તુ મ્હાગુણી, મ્હાજ્ઞાનીની અનેક શક્તિની નોધ લે, પણ અમો જેવા ઇનસાનની નજર, ખરેજ ટુંકી છે. જેથી કાંઇ વિચારશું, બોલશું, લખશું, તે અમારી " મતિની ગતી " ને આધારેજ વિચારાશે, બોલાશે, લખાશે. છતાં અમારી રગોમાં, તુજના નુરનો ચલકાત જાણે વસતો હોય, એમ તુજની યાદ થતાજ દીલ રોશન થાયે છે. ત્હારા વિના ખરેજ, અમે ત્હારા " મનોહર મહજબના મોહતાજ " રહેતે-ત્હારા મિનોઇ વિચારની હારમાળા વગર, આજે અત્રે અંધકારમાંજ ગબડયા રહયાં હતે. ઓ વહાલા નુર, ત્હારી આપેલી દીનનો દરેક સબ્દ એક "સુરીલો સુર " છે, જે સુરનો સણસણાત, અમારા શરીરની નસે નસમાં, અજબ ઝનઝનાત કરી, મનમાં મધૂર ગણગણાત કરી રહયો છે. ત્હારી ઝેનને વર્ણન કરવામાં, આ નાકેશ કલમને ગમે એટલા સાલની ઝહેમત થાય, છતાં, તે ઝેહેમતના પરિણામે, પ્રિય વાંચનારને એક પળ બી તુંજ તરફના ભકિતભાવમાં, હોય તે કરતાં, વધુ વધારો થાય, તો તે જોઇ, યા સાંભલી ખરેજ આનંદ થશે.

ત્હારી યાદીજ મ્હારા લોહીનુ જોશ વધારે છે, ત્હારી શબ્દ રચનાની તાવીલ, મ્હારા મંદ પડેલા હોશને, ખીલવી દોષને દફે કરે છે. ત્હારી આપેલી ધર્મ રાહ રીતી, હું પ્રીતી સાથ જોઇ, ને ખ્યાલીને, વિચાર કરૂં છું, ત્હારે સઘળો રોષ, મટી જાયે છે, ઓ પવિત્ર પૂત્ર, ઓ સુરા સપુત્ર, ઓ નુરમંદ નુરા ! તુ અમારી ઉપર, અમારા વંશ વેલા ઉપર, હર હાલ હર સાલ, અને સાલ પર સાલ મિનોઇ પ્રકાશ કરતો રહેજે. અમારા મહજબનો ઝુન્ડો જલવાતો રહે ! એજ " અહુરા આમીન કરે !"

( આ નિચલી બાબદ-અષો જરથુશ્ત્રના જન્મારાનો અહેવાલ—જે દસ્તુર જરથોશ્ત બહેરામે બનાવેલા, ફારસી પુસ્તકનો, સરેહ સાથે ગુજરાતી તરજુમો કરનાર દસ્તુર પેશોતન દસ્તુર બહેરામજી સંજાણા "ના પુસ્તક ઉપરથી લખી છે—જે માટે તે મરહુમોનો આભાર માન્ય કરી આગળ વધું છું.)

### શરૂઆતમાં " જરથોશ્ત્રાની જય " માટે

### " હરિજન ગાવત "-એ રાહ-કલ્યાન.

ગુણી મ્હારા, " જરથોસ્તની જય " આજ ભરૂં,

સંપુર્ણ જેને "દીન" દિપાવી-પટકીને તન મન, તેને ટકાવી, સદાય, તેપર, મર=

કષ્ટ ખમીને, દીધા "ઝવાહીર"-ગેતી, મિનોઇમાં, ભોગવવા ખાતેર

ઝહેમત ઝંઝાલ, અષોઇએ ટાળી-જ્યાં તક, ખલકતમાં ખુર્મી ભાખી માટે દુવા હું કરૂ=

ગુણી મ્હારા જરથોસ્તની જય આજ ભરૂ
**સાસા સાનીધ ધનીસારેસાધપ પ ગ મ° પધનીસાનીધ**

સંપુર્ણું જેને દીન દિપાવી – પટકીને તન મન તેને ટકાવી—
**પપગમ° ધપ ગમ'રે સારેસા સાસામ'ગ પમ° ધપ સાનીરે સાધપ**

સદાય તે પર મરૂ = ગુણી
**ગગરે સાનીધ રે નીસા**

કષ્ટ ખમીને દીધા ઝવાહીર—ગેતી મિનોઇમા ભોગવવા ખાતેર
**ધપસા સાસાસા સાનીરે સાનીધપ સાગ ગગરસા સાનીધ ધપપ**

ઝહેમત ઝંઝાલ અષોઇએ ટાળી—જ્યાં તક ખલકતમાં ખુર્મી ભાખી—
**પપપ ગમ'ધપ ગમ'રેસા રેસા સા મ'ગ પમ'ધપ સાનીરસા ધપ**

માટે દુવા હું કરૂ = ગુણી
**સાગગ રેસાની રે નીસા**

ખુલાસો=૧–તે મહાન સ્પિતામા અષો જરથૂસ્ત્ર, કે જેને આપણા અનંત, સુખને ખાતેર, તરેહવાર રંજ ખેંચી, અનેક રીતે તનને પટકી, આપણે ખાતેર દીન દિપાવી, આપણને તે વારસામાં આપી, તેને માટે હું હરદમ, જય ગાવુ એવી ઓ અહુરા મને અને કુલ પારસી જરથોસ્તી અનજુમનને તોફીયત આપ! મિનોઇના ગુપ્ત, તથા મહાન કાયદાના ખાસ નવાજેશ મેલવ્યો, અને તેના ગેતીમાં કેવા ફાયદા ભરેલા બોધો આપણને આપ્યા, તે માટે, તેના સાદા પણ ઝલકાત ભર્યા ઝલકતા નામ ઉપર હું હરદમ આભાર સાથ દુવા કરૂ, અને તે ઉપર મ્હારો જાન નિસાર કરૂં.

## "જરથુસ્તનું શુરૂઆતી બ્યાન."

### બયેત–યા–કહાન્ડામાં–યા–માલકોશમાં* ગાવું.

બ્યાન આજ ખુશાળે–"જરાથુસ્ત" નું,–કરૂં હું ઉમંગે સાથ, તે નેક દોસ્તનું
આવ્યો, સપુત કેમ–ને શા કાજ થયો!–આવી કીધું શું—ને કહાં તે ગયો?
હતી નેમ તેની શી—કરવાને કામ?–પેદા થયો–કાં–અમુક શહેર ને ગામ?
જનમ તેને "ગેતી" માં–શા કાજ લીધો?–વળિ દુખો સહીને—ધરમ પણ દીધો.
લાવ્યો ખરેજ તે "અહુરથી પેગામ"–"સચ્ચાઇ અષોઇનીજ, લીધી લગામ.
હું ગાવું છું દાસ્તાન—ખુશી દીલ સાથ,–અનેકવાર ગાવું—ને મન થાયે શાદ.

બ્યાન આજ ખુશાલે જરાથુસ્ત નુ કરૂ હુ ઉમંગે નેક દોસ્ત નુ=
**મ°પ પ પધમ°પ ધની°ધપ મ°પગ° મ°મ°મ° રે રેસાસા ર મ°મ° પમ°ગ°**

આવ્યો સપુત કેમ; ને શા કાજ થયો આવી કીધુ શુ
**મ°પની નીસા સા સા સા રે સાસાની°પ પપ પધમ° પ**

ને કહા તે ગયો=કરૂ
**ધ ની° ધ મ°પમ°ગ°**

---

* માલકોશમાં વગાડવું હોય, તો જુઓ સગન સંગિત પાનું ૩.

ખુલાસો=૨–અષો જરથુસ્ત્ર, ને શા માટે પેદા કીધો, તથા ખાસ "અહુર" નાજ ફરમાનથી તે ગેતીમાં પેગામ લાગ્યો, તે દાસ્તાન લખુ છુ. જે કરતાં ખરેજ મનને મોજ થાયે છે. શા માટે તેને ગેતીમા જન્મ લીધો, યતા તે આગમજ, તેની કેવી ભારે ક્રીયાઓ મીનોઇમાં થઇ, તથા તેને શા માટે દુખો વેઠયા ! તેનું બ્યાન સરૂ કરૂ છું.

## બદીનો ડંકો. જે વેળા ખુબ જોરથી ચાલતો હતો, જે વેળા લોકોમાં નેકી, નીતિની ખુટ થતી ગઇ, જે વખત લોકોમાં ધર્મ ઉપર આસ્થા જેવું રહ્યું નહીં–તે વખતનું બ્યાન.

### "શેહેનશાહ જીજાહ અમલદાર"–એ રાહ.—દેશ ધુન.

હતો એક જમાનો, હતી જ્યાં બુરાઇ–નેકી, ને દાદ, ની તલબ—ન રખાઈ.
બુરાઇ ને હવસનો, ત્યાં રંગ હતો–"અહેરેમનનો" લાગ ને વસિલો હતો.
કીધી ત્યારે–"દાદારે"–રહેમની નજર–કે "નેકીમાં દીનને" કરવી સજર (તાજી)
આ મહા કામને ખાતેર, પસંદ કર્યો "નર"–કીધું "નેક રવાન"થી–તૈયાર દીલ સર.
ચાલી આ તૈયારી—કાંઇક સાલ અગાઉ–જેની કુલ તવારિખ–હું આજે ગાવું.
ઓ "દાદાર અહુરા"—મને સ્હાય થા !–કે કાયમ, રહે તું જનીજ મુજપર નિગાહ!

હતો એક જમાનો હતી જ્યાં બુરાઇ નેકી ને દાદ ની તલબ ન રખાઈ
**સાની ની નીસારે સાનીંધ પ મંગરે રેરે ગ મંપ પ મંગરે સા નીસા**
બુરાઇ ને હવસનો ત્યાં રંગ હતો અહેરેમનનો લાગ ને વસીલો હતો
**પપ ની સારેસાની સારે ગમં ગરે સારે રેગ મંપ પ મંગરેસા નીસા**

ખોલાસો=૩–જ્યારે દુનીઆમાં દરૂજી, યાને બદીનુ જોર વધતુ ગયુ, અને બુરો રંગ જગમા પસરતો થયો, ત્યારે, દાદાર અહુરા મજદાએ દીનને તાજી કરવા, સર્વે લોકનાં દીલ, ધર્મ સુખથી રાજી કરવા, પયેગમબરને મોકલાવ્યો.

## ફરેદુન શાહની વંશ ઓલાદથી–અષો સ્પિતમાનો જન્મ.

### શાકી–જોગ્યા–આશાવરી–બુલંદ બાપનો જ્ઞાની સપુત* એ રાહ.

"ફરેદુન શાહની" નેક ઓલાદના, વંશ વેલાની ડાળે,
જન્મ થયો, જે, સુરા સપુતનો, તે "જરથોસ્ત હતો નેક તાલે."
જેના જન્મ, સમયના કાળે, જગ ખુસી રંગમાં હાળે.
"રય" શેહેરનો—"પેતેરેસ્પ"—હતો દાનેશમંદ ભારી
તેના બેટા "પોરૂશસ્પ"ને—આ જન્મ થયો આભારી.
પ્રસરી, જગમાં ખુશાલી સારી–"ફરેદુન"ના વંશની હતી "ફુલવાડી."

---

* એજ નોટેશન મિનોઇ મજાહ, પાનૂ–૭–૨૨ તથા મધુરિકા, ૭૮. વગાડો.

( જરથોશ્ત્રના જન્મથી "માતા" નો હરખ )—રાગ ચાલુજ.

"ચંદ્ર સમાન"નું તેજ ધરાવતી—માતા હતી "દોગદોય"
શાન સોકત ને, ચલકાત વાળી—હર્ષે, પુતને જોય.
"તોખમનું તેજ" હતું પુત "શાને"—માતા, ખુશી ભાવથી માને.

ફ્રેદુન શાહની નેક ઓલાદના વંશ વેલાની ડાળે
ધ°ધ°ધ° ધ°ધ° પપ પ પધ° નીધ°સા ધ°પમ° પપ
જન્મ થયો જે સુરા સપુતનો જે જરથોસ્ત હતો નેક તાલે
મ°મ° મ°મ° મ° રેમ° મ°પપ પ ધ°ધ° ધ°ધ° પમ° પમ°ગર°સા
જેના જન્મ સમયના કાલે —, જગ ખુશી રંગમા હાલે
સાસા રે°મ° મ°પપ મ°પધ°પ-મ°ગરે°સા સાસા પપ મ°ગરે°સા રે°સા

ખુલાસો=૪-શાહ ફ્રેદુનના વંશ વેળાથી ઉતરેલી ઓલાદના મનોહર "નેક ડાળી"—જે "માતા દોગદોય, તેને ત્યાં હમેશના નેક તાલેના સ્પિતામાનો જન્મ થયો, જેના જન્મ વખતની, "પેશાની, નેકશાની," ભવિશ્યની "પુરીશાની" માટેની પ્રથમથીજ છાપ મારતી હતી, જગત પ્રકાશ થારતી હતી, જેના આફતાબ મીસાલેના ચલકાત ભર્યો નુર જોઇ, હુરી દોગદોય, ખુશી થઇ હતી.

## ભયેત—અથવા માલકોશ.

"અષો જરથુસ્ત્રા" ની માતા "દોગદોયે," પુત્ર જરથુશ્ત્રાના જન્મ આગમજ એક ખ્વાબ દીઠો હતો.

અજાયબ દીઠો દોગદોયે એક ખાબ—કે થઇ આવી તેણીની—છાતીમાં દાબ.
ગગન, સ્વપને, ઘમઘોર, ને કાળું થયું—પ્રકાશ તેજને ઢાંકી—સિહા થઈ ગયું.
દીઠાં, ધસ્તાં, જાનવર, પોતાની તરફ—ભયથી ન નિકલ્યો—એક બી હરફ,
એકે આવી ચીર્યું, તેણીનું બદન, થયું-લોહી લુવાન—જાણે તેણીનું તન.
નિકલ્યો પેટથી એક પુત નેક જાત—જેનો સૌએ ચાહયો બસ કરવાને ઘાત.
હરણ ફાર થઇને—રે "દોગદોય" રડી-રંઘ, તેને કાંડે—તેવી ફાળ પડી.
તેવોજ ત્યાં અવાજ ખુશ સખુનનો થયો-દહેશત—સાથ ડર—"મા"નો તેથી ગયો.
અરે વહાલી "મા!" મને કરશે ન કોઇ-હલાક, અને ખુન મ્હારૂં રેડશે ન કોઇ.
અવાજના સમેત, ત્યાં તો રોશનીબી થઇ-ભલી રોશની થાતાં પીડા ત્યાંથી ગઇ,
નિકળ્યો વળિ ત્યાંથી—એક ખુબ જવાન—ને બોલ્યો કે "પાક યજદાં છે મહેરબાન."
હતી તેના હાથમાં એક લાકડી, કેતાબ—જેને જોઇને મર્યારે—સઘળા સેતાબ.
પછી પેલા પુતને—ગરભવાસ કીધો—એવો તે ભલા શખ્શે, શ્રમ બહુ લીધો
પછી દીધો સધીઆરો, તેને પુર આસ—**એજ પુત્ર જીતશે-જગતનો વિશ્વાસ**
કદી કાંઇ એને ન દુખ આવશે,—પણ **"નેકીનો માર્ગ, જગને, એજ આપશે."**
ગયો ત્યાંથી ગાયેબ, ભલો અવતાર,—ને "દોગદોયે" રાખ્યો—તે "ખ્વાબનોજ સાર."

ખુલાસો=૫–જમાનામાં "હમેશનો પ્રકાશ આપનાર અષો સ્પિતામાનો" માતા દોગદોયે, જન્મ આપવા આગમજ, ખ્વાબ દીઠો–કે જ્યારે "આકાશ ઘેરાઈ ગયું, વાદળા ચઢી આવ્યા અને તેજ વખતે પોતાની તરફ ધસી આવતાં ક્રુર જાનવરો માહેથી એક તેણીનું પેટ ચીરી નાખ્યું ત્યાંથી એક ફુલ નિકલ્યો જેને ફાડી નાખવા પેલા જાનવરો ધસ્યા પણ એક મધુર અવાજ કોઈ બીજા જવાનથી તેણીના કાને પડયો કે જેમાં એવી વાણી સમજાઇ કે " તે બાળકને કશી અડચણ પેલા ક્રુર પ્રાણીઓથી આવશે નહિ. પણ, સામો, તે બાળકની દુન્યામાં પધરામણીથી ખોટા ખ્વાસના નિચ નયતના હલકા હાવભાવના, દયાહીણ દુશમનોનો નાશ થશે." આ અવાજ થતાંજ પેલા પ્રાણીઓ નાશ પામ્યા અને પેલું બાળક જેમ આવ્યું હતું તેમ ગર્ભમાં સમાયું. આ તે ખ્વાબનુ બ્યાન હતું.

## દોગદોયે, "રસીદ ઓમર" નામના દાનેશમંદને કહેલું, ખ્વાબનું બ્યાન—ખ્વાબની તાવીલ તથા સમજ માંગી—જે માટે નજુમીએ તેણીનો ટપકો માંગ્યો.

### બદીમે પાયા ગમ–એ રાહ.

મેં સાંભલ્યું ખ્વાબનું બ્યાન—ઓ બાનુ !
હું આપીશ ધ્યાન તું માન—ઓ બાનુ !
એક ચિત્ત રાખીશ હું ભાન—ઓ બાનુ !

તું એ અજબ પ્રકારનો—ખ્વાબ દીઠો છે—એવું હાલે જાણું=

ત્હારો "જન્મ પત્રિકા" લાવ ! તેના "ગ્રેહની રાહ" બતલાવ !
તેમાં જોઇશ "ચક્રના ભાવ," ખવાબ, ખરેજ વિચિત્ર સાવ !

પછી હશે, તે કહીશ હું સાફ—ઓ બાનુ,
તે વિના વધારે શું બોલું—તે કેમ કરી માનું.=

મેં સાભલ્યુ ખ્વાબનું બ્યાન — ઓ બાનુ | બીજી બે લીટીઓ
પમ° ગગ ગગગ મ°પમ° ધપ મ°મ° | એજ પ્રમાણે.

તું એ અજબ પ્રકારનો ખ્વાબ દીઠો છે એવૂ હાલે જાણુ
મ°પ ધધ ધધનીધપ- મ°પપ પપ મ°ગ મ°પ ધપ મ°ગમ°

ત્હારો જન્મ પત્રિકા લાવ | બાકીના ભાગો એજ પ્રમાણે.
મ°પ ધધ ધધની°ધપ મ°પ |

પછી હશે ( ત્યાંથી-ત્રીજી ને ચોથી લીટી પ્રમાણે )

ખુલાસો=૬–પેલા નજુમીએ ખ્વાબનું વાર્ણન સાંભલી, તે વીશેનો બરોબર બોલ કરવા, ફળ કોઈ ખ્વાબની તે બાનુ દોગદોય પાસથી જન્મ પત્રિકા માંગ્યો કે જેના ગ્રહચક્રની ચાલથી, તે વિધ્યા આધારે તાસીરનુ બ્યાન કહી શકે.

## માતા દોગદોયે ટપકો, નજુમીને તેના ગ્રહમંડળની ચાલ તપાસવા આપ્યો;

### જીલ્લો—તન મન આસ—અથવા—કેમ સયનુ*—એ રાહ

જનમ લેશે, એક બાળ તુંજ બારે-જગત જોશે કાંઇ ઉજાશ ત્યારે—જનમ.

---

* જુવો મધૂરિકા પાનુ ૨૦ સત્યનુ શિખર, એ ઉપલે નોટેશને વજડાશે.

વળિ જગતમાં "શાન્તિભી ભારે,-પ્રકાશ કરશે"—તે બાળ થારે થારે.—જનમ.
એવો પુત કદિ દીઠો નથી,-ન કોયે જનમ, એવો લીધો કયારે—જનમ.
બુજોર્ગીનું તાજ શીરપર રહેશે, મરશે બુરાઓ—તેની દાનાઇના ભારે—જનમ.

જનમ લેશે એક બાલ તુર્જ દ્વારે જગત જોશે કાંઈ
**રેગરે મ°ગગ ગગ મ°મ° મ°મ° ગમ°પમ°ગ મ°મ°પ પપ પપ**
ઉજાશ ત્યારે=જન્મ
**મ°મ°મ° ગમ°પધપમ°**

વળિ જગતમા શાન્તિભી ભારે પ્રકાશ કરશે—તે બાલ થારે
**મ°મ° ની°ધધધ ની°ની°ની° ની°ધપ મ°પપ પપપ પ ગમ° મ°મ°**
થારે
**ગમ°પધમ°ગ**

ખુલાસો=૭-તે નજુમીએ કહયું-"મેહરબાન બાનુ ત્હારે ત્યાં એક અતિ નુરમંદ બેટો પેદા થશે, કે જેવો કોઇભી વખતે થયો નથી, હાલમા નથી, અને થશે બી નહી, કે જે જગતને અજ્ઞાનતાથી દુર કરી જ્ઞાન અને અષોઈની ભારી ખુબી સમજાવશે, અને જેની અસીલવાણીથી બુરા વિચારના આશામીઓ મરશે." પછી વધુ પેલા દાનેશમંદે દોગદોયને આગળ એમ કહયું કે 'જે રાત્રે તેણીએ ખ્વાબ જોયો તે વખતે તેણીને પાંચ માસ અને ત્રેવીસ દીવસ પુરા થયા હતા તે ચોકસ ગણુત્રી ઉપરથી તેને કહયા હતા. અને એવા મહાન મંત માટે એવી ગ્રહની ગણુત્રી ઘણી આગલથીજ થાય છે"—તે અહેવાલ કર્યો.

**બયેત—મુનાજાત**—યા **પીલુ પદમાં ગાવું**—યા **માલકોશ પણ ચાલશે.**

જનમશે તે બેટો અતિ નુરમંદ,—અષોઇથી ભરેલું તેનું તન મન—
જન્મથી તે આખેર તક ઇનસાફી છે-તાવીલ ગ્રહ ચક્રની સાફીજ છે—
ખ્વાબમાં જે દીઠો તે નુરમંદ જવાન-હતું તેમાં **"રોશન સરોશનું રવાન."**
વળી તેના હાથમાં જે "લાકડી" હતી-**"ભલી રોશની માટે હતી તે ગતી"**-
"કેતાબ" જે હતી-તેમાં લક્ષણ નિશાન-થશે તેના બદલામાં-"જરાથુસ્ત્ર સ્પિતમાન"
દીપાવશે તે રોશની ને બદી કાઢશે-નેકીથી સૌના તે દુખ તારશે.
દીઠાં ત્રણ જાનવરો ખાબમાં બુરાં-તે રહેશે રે દુશમન—પણ થાશે ચુરાં,
જરથોસ્તના જનમ સાથ દીન આશકાર થશે-તે કામની મદદમાં એક નેક શાહ જશે
અજ્ઞાન ને બીદીનનો, તે દ્વાર તોડશે-**"અષોઇ સાથ નેકીનો ગાંઠ" જોડશે.**
**મુજ,** કરમમાં તે રોશની જોવાની નથી-એવી ગ્રેહની ચાલનથી જોઇ મેં ગતિ.

( "માતાની આફ્રીન." )

**ભલી સાંભલી** તાવીલ ને આફ્રીન કીધી-ભલી દોગદોયે—દુવા બહુ દીધી.
મગન, ને મગન થઇ, તે ત્યાંથી રે, ગઇ-માહીત કરવા ખાવીંદને વહેલી ઘર ગઇ.

જનમશે તે બેટો અતિ નુરમંદ અષોઇથી ભરેલૂ તેનૂ
**ની°સાગ ગ મ°મ° મ°પ મ°ગધ° ધ°ધ°ધ°ધ° ધ°ધ°પમ° ગગ**

તન મન =
**મ°પ મ°ગરે°સા**

જનમથી તે આખેર તક ઇનસાફી છે =
**મ°મ°ધ° ની સાસા સા ની°ધની°સા ની°ધ°પમ°**

તાવીલ ગ્રહ ચક્રની સારીજ છે
**ધ°ધ° ધ° ધ°પમ°મ° ગમ°પ મ°ગરે°સા** =જન્મશે

ખુલાસો=૮–ઝલકાતવાલો બેટો પેદા થશે, અને આખેર તુલીક નેક અને ઇનસાફી રેહશે. ખ્વાબમાં જે નુરેમંદ જવાન દીઠો તે સરોશ ઇઝદ યાને તેનું રોશાન રવાન હતું—હાથમાં જે લાકડી હતી તે રોશનીની સતાની નીશાણુ હતી યાને તે પવિત્રાઇથી ભરપુર થઇ આવશે. હાથમાં જે કેતાબ હતી તે જમતને પેગ્રોતાબ કરનારી જરથુસ્તની નુરી છે. જેથી તે જગતથી અજ્ઞાનતા ટાળી જ્ઞાની દેશે. ત્રણુ જાણવરો તે તેમના દુશમનો સમજવા અને આ ભલી આગાહી પાર પડશે ત્યારે તે કામમા એક શાહને તે ભલા પાક જીવથી મદદ મલશે એમ તાવીલ હું વાંચી શકયો છું. પણ તે સઘલું જોવા હું જીવતો રહીશ નહી—ખવાબનું ચાલુ બયાન સમજી, માતા ખુશ થઈ ઘેર ચાલી.

## સ્પિતામા જરથુસ્ત્રના જન્મ વિશે આગાહીની સહાદત.

### બયેત.

પુત માટે, આગાહી ખુદ "જમશેદથી"–તે સાબેત છે યાદી-"શાહ ફીરેદુનથી."
જરથુસ્ત જેવું નેક તન અફરાસીઆબ ખાસ–ધરાવવા તે માંગતો, હતી તેની આસ.
"દસાતીર"-ને "ચંગરગહાચ"-નામામાં છે–જરથુસ્ત જનમશે–એ અહેવાલ છે.
"જોરાવર કેકાઉસ"—ને "કેખશરૂ" છેક–જાણતા, "જનમ લેશે જરથુસ્ત નેક."
માટે ભલા પારસી નારો ને નર !–માનો કે સાચ્ચી છે ઉપલી ખબર.
ખુદ "અહુરાએ" તૈયાર કીધો ખરો,–ખરો તે "સ્પિતામાં"તેમાં દમ ભરો !
ચાખો, ને ભાખો, "બુલંદ જાનને" !–ને વાર વારે પૂંજો-"જરથુસ્ત શાન"નો

ખુલાશો=૯–જરથુસ્ત્રાના જન્મ વિશેની વાત શાહ કેકાઉસ, તથા કેખુશરૂ પણ આગમજથી જાણતા હતા, જે વીશેની પુરી સાબેતી દસાતીર તથા ચંગર ગહાચ નામામાંથી મલશે.

## અષો જરથુશ્ત્રનો જન્મ વખતનો અહેવાલ તે વખતે આસપાસ ખુશાલી પંથરાયલી હતી તથા ખલકતમાં સઘળે ઠેકાણે ખુશી વ્યાપી રહી

### માલકોશ—યા—કરમ કર—એ રાહ.

રોશન રોજને સાલે થયો એક જનમ,–જનમતાંજ ખુશ નાદ, થયો દમબદમ
ખુરેહમાં ખીલેલો—ને ખુરમી તમામ–"પોરૂશસ્પે" રાખ્યું "જરાથુસ્ત" નામ
હતો "માહા ફરવરદીન"-ને "ખોરદાદ રોજ,"–ગભરાતમાં આવી ગઇ દુશમનની ફોજ

જગતમાં ખુશાલી તો વ્યાપી રહી,—સાથે ખુરાંઓની હોંશબી ગઈ.
જનમતાંજ "જરથુસ્ત હસ્યો હતો,"—પ્રથમથીજ ખુરાંઓને દસ્યો હતો.
હતી આ "બાળકની બળવંત અષોઈ,"—જેથી બદીની નસલ તેને ધોઇ.
ખરેખર ચમન ને ખુશાલી ફરી,—પધરામણી "સોશીઅંત"ની ખરી ઠરી.
જન્મ "આપી અહુરાએ" બરકત કીધી—કે જેને ધરમની રે, જાગૃન દીધી
રોશન રોજને સાલે થયો એક જનમ, જનમતાંજ ખુશ નાદ થયો દમ બદમ
**ગ॑મ॰ સાની॰ સાધ॰ ની॑સા મ॰ ગ॑મ ગ॑મ॑ધ॑ની॰ સા સા સાસા સા સામ**
ખુરેહમા ખીલેલો ને ખૂરમી તમામ, પોરૂશસ્પે રાખ્યુ—જરાથૂસ્ત નામ
**ગ॑મ॑ધ॰ ની॑સાધ॰ ની॰ સાસા સાસા સાસાસાની॰ ની॑ધ॰ મ॑ધ॑ની॰ સાની॰**

ખુલાશો=૧૦–ફરવરદીન માહા, અને ખોરદાદ રોજને દીને, મહાન પેગમબર સાહેબનો જન્મ થયો. જે વેળા ખુદરતમાં, રોશની, ખુશાલી, તથા ભારે પ્રકાશ પંથરાઇ રહયો હતો. આ "મહાન જન્મ"થી, બુરી વાસનાના લોકોમાં ભારે ગભરાત મચી રહયો, કારણકે સઘળા જાણુતા હતા, કે આ તેજ મંત હતો, કે જે ખાસ બદીનોજ નાશ કરવા, તથા ભલી દીનનો ફેલાવો કરનાર "અહુરાથી" ખાસ પેદા કીધેલો પયેગમબર હતો. આવા ભલા અષો સ્પિતમાનો જન્મ બક્ષી, ખરેજ અહુરાએ જગતપર ભારી આફ્રીન વરસાવી હતી. જેનાથી દીન મલી અને ગેતી ને મિનોઇના કાયદાની આપાણુને ખ્યાલ આપની રંગતની સંગત મલી.

## "દારાશાન" પાદશાહનો, જરથોરસ્ત્રના જન્મથી ગભરાત, તથા જરથોરતને મારવા જતાં પોતે દુખી થયો—તેની વીગત.

### ગીત—માતપિતાને માન આપી—તે રાહ—કલ્યાણ લાવણી.

ખુદ–પરસ્ત જે શાહ "દુરાશાન"—તેનું દેમાગ ધ્રુજી રહયું;
ફીકર, બીક, ને અષોઇ ત્રાસથી—તે સઘળું બહુ સુજી ગયું.=ખુદ.
જાણ્યું તેને કે જરથોસ્ત જનમથી—જાદુ જેતરનો નાશ થશે.
આસપાસની દરૂજી દુખી—"નેકી અષોઈ ચોપાસ થશે."=ખુદ.
"પોરૂશસ્પ" ને બારે ધસીને—કીધી નજર તે "બાળક" પર,
ચલકાત તેનો જોઈ લીધો—જે સમેત ઉડી ગઈ તેની સબર=ખુદ.
ખંજર કાઢયું ક્રોધ ધરી કે—કાપી તેને દે પટકી."
અજબ મોજેજો થઈ રહયો ત્યાં—શાહનો ગયો ત્યાં હાથ અટકી."=ખુદ.
નેગેહબાન, જ્યાં "અહુરા" શિરપર—ત્યાં કોઇનું રે શું ચાલે ?
હજાર એવા દુષ્ટ ધસે તો—કદી વળે નહી કોઈ કાળે."=ખુદ
ખુદ પરસ્ત જે શાહ દુરાશાન—તેનુ દેમાગ ધ્રુજી રહયુ
**ધ્રુધ સાસા સારે ગ ગગપપ ગગમ॰ ગરે સારે સાસા**
ફીકર બીક ને અષોઇ ત્રાસથી—તે સઘળૂ બહુ સુજી ગયુ=
**સારે રેરે ગમ॰ રગર સાસા ધ્રુ નીનીસા રે સાસા સાસા**

ખુલાશો=૧૧–આ મહાન નરના જન્મ "વખતે દોરાશાન" તેને જોવા ગયો. તે જાણતો હતો, કે તે જનમથી તેના પોતાના "દોર અને જોર" નો નાશ થશે–નાપાક, દરૂજી, મટી, દુન્યા પાક થશે. જ્યારે તે બાળને જોયો, ત્યારે તેના ઉપરની અજબ સુરખી, યાને રોશની જોઇ, તે દોરાશાન તાજુબ રહયો, પણ રોષના મારે, તેને તે બાળ ઉપર ખંજર વડે હુમલો કીધો. પણ અહુરાની બરકત કાંઈ ન્યારીજ છે. જ્યાં તેનો હાથ, છે, ત્યાં તકલીડી હજારો–લાખો હાથો રદ છે"—તેમજ ત્યાં પણ થયું તે એ કે, દોરાશાને ઉઠાવેલો ખંજર સાથનો હાથ, ત્યાંજ અકડી ગયો.

**ત્યાર પછી તે બાળક જરાથુશ્ત્રપર, બદ લોકોએ મુસીબત શરૂ કીધી—પણ પાક અહુરાનું તે બાળ જરથુશ્ત્રપર છત્ર હતું—**

**ગીત—સારંગ—તનની રગેરગ—એ રાહ.**

વેદનાની વિંટો, તે વીરપર વાળી =વેદના.
લઈ ગયા તેને જોર જુલમથી નાંખવાને જંગળમાં બાળી =વેદના.
ચ્યહે સળગાવી—બળતી જીનસની,—દયા ન મુંજીને આવી,
નાખી ચાલ્યા તે બાળ સપુતને—ત્યાંથી હરખાતાં ઠાળી=વેદના.
ખબર માતાને દુખની થાઇ—ઘેલી સમાન ત્યાં ધાઈ,
જઇને જોયો કે રાખ થયો હોય—પણ ફુળમાં દીઠો નેહાલી=વેદના.
હેત સમેત તેને પેટમાં લીધો—પ્યાર અતિસ્ય કીધો,
દુવા કીધી તેને અહુરાની લાખો—ત્યાંથી હરખમાં ચાલી=વેદના.
વેદનાની વિંટો તે વિર પર વાળી.

**રેરે મંપ નીંપ મં રે સારે નીસા**

લઇ ગયા તેને જોર જૂલમથી—નાખવાને જંગલમાં બાલી=વેદના

**રેમં મંપ નીની સાસા સાસાસાસા નીનીની સાસાસા રેસાનીંપ**

ચેંહે સળગાવી બળતી જીનસની — દયા ન મૂજીને આવી

**રે મંમંપની સાસા સાસાસાસા નીનીની સાસાસા રેસાનીંપ**

નાખી ચાલ્યા તે બાલ સપુતને — ત્યાથી હરખાતા ઠાળી = વેદના

**રેરે રેરેરે ગંરે સાની નીસાસા પની નીસાસા રેસાનીંપ**

(છેલ્લી કળી પ્રમાણે બીજી કળીઓ.)

ખુલાશો=૧૨–પાછળથી અનેક રીતે તે મહાન બાળને દુખ આપવાની કોશેશો થઇ. હાલમાં તે બાળને બળતી આગમાં નાખી બાળી ભસમ કરવાનો કસમ લેવામાં આવ્યો. તે મુંજીઓ તે બાળને લઈ ગયા અને બળતો ચેહે બનાવી, તેમા તેને નાખવામાં આવ્યો. ઘણે વખતે ભીચારી માતા દોગદોય પોતાના બાળને શોધવા રડતી પડતી ગઇ તાગ્ગીએ, આશા છોડી હતી ને પોતાના બાળને બળી ખાખ થયલો સમજતી હતી, પણ તેને બદલે જે જગ્યાએ મુજીઓ તે બાળકને છોડી ગયા હતા, ત્યા તે બાળ જરાથુસ્ત્રાને ફુલોના ઢગમાં તે વાહલી માતાએ અતિ ખુશાલી સાથ દીઠો અને ત્યાથી, તે બાળકને લઇ હસતી પોતાના ઘર તરફ ગઇ.

**જરાથુરસ્ત્ર આગથી બચ્યો—તેની ખબર દોરાશાનને થઇ. ત્યાર પછી, તે ઉંધી અકલના શાહે, બાળ જરથુસ્ત્રાને, ગાય, તથા ઘોડાનાં ટોળાં જવાના માર્ગમાં નખાવ્યો, પણ ત્યાંબી તેનો ગેબી બચાવ થયો.**

**ગીત—ઉજી દીલ દાઝ—એ રાહ.***

ગમથી બળ્યો દીલ અંગાર-દોરાશાને, વાત સુનીને—ખોહયો ઝટ કરાર=
બાળ તો બચ્યો ખરે આ વાર-મોઅજેજાનો જોર દીઠોરે—ખરેજ બેતકરાર=
પાખંડ, શાહે ફરી કીધાં-એ વાર-ગાય ઘોડાના માર્ગમાં નાંખી કસદ કીધો ખુનખાર=
"જરથુસ્ત્ર"ને મારવા નાંખ્યો ત્યાં ઠાર, ગાય ઘોડીએ બચાવ કીધો રોકી પગોને ચાર=
મોરાદ નહી શાહની ફળી રજભાર, થઈ ખબર કે માતા લઇ ગઇ તેને સલામત પાર=
આથી તો શાહનો ગયો રે કરાર, "જરથુસ્ત્રા"નો બચાવ થયો ને મુર્ખ રહયો લાચાર=
ગમીથી બળ્યો દીલ અંગાર

**ધ઼ંપમંગં સાગંગં ગંમં પધંમં**

દોરાશાને વાત સુનીને— ખોહયો ઝટ કરાર=ગમીથી

**ધંધંધંધંનીં પપ ધંપમંમંપ ગંમંમંગં પમંગં રેગં**

ખુલાશો=૧૩-બાળક જરથુસ્ત્ર આગમાંથી સલામત બચ્યો તે મોજેજાની વાત દોરાશાનને થઇ ત્યારે બીજી યુકિત કીધી. તે બાળકને ગાય, ઘોડાના ટોળા જાવ આવ કરતાં હતાં ત્યા નખાવવામાં આવ્યો કે તેઓથી તે છુડાઇ મરે પણ ત્યાંબી છુડાઈ જવાને બદલે ગાય, તથા ઘોડીઓએ ચારે પગોની વચ્ચે લઇ બીજા જાનવરોથી સામો બચાવ કર્યો. માટે ઓ ભલા નર અને નારીઓ, યાદ રાખો કે જેનું અહુરા ઉપર ધ્યાન છે તે હજારો મુશકેલીમાંથી આસાન રહે છે. ત્હારી ઉપર મુશીબતો આવે, હજારો બહોતાનના વાદળો ભમતા રહે, પણ જયાસુધી ત્હારી નેકીથી તું અહુરાને ગમતો છે, તેની યાદીમા નમતો છે ત્યાસુધી સઘલા તરકતો ત્હારી ફસ કરવા માટે સાકળ છે જે સઘલુ તે દાદાર દાવરની બરકતથી તુટી કઠકા બુકલા થઇ જશે.

**જયારે ઉપલી યુકતિઓ ફોકટ ગઇ ત્યારે મુર્ખ દોરાશાને એવો વિચાર કીધો કે "જંગલી વિકરાલ વરૂઓના ગુફાના બચ્ચાંઓને મારવાં, અને ત્યાં જરાથુરસ્ત્રને નાંખવો, કે જેથી વરૂઓ, પોતાનાં બાળકોની ગેરહાજરી, યા મૃત્ય હાલત જોઇ, જરથુરસ્ત્રને ફાડી નાંખે." પણ કરીમ કીરતારની બક્ષેશથી, તો તેઓ સઘળા તેમ કરતાં અટકી ગયા.**

**ગીત—કમબખતી કાળે રૂજેલી—એ રાહ—અથવા માંડ**

કષ્ટિ જરથુરસ્તપર ચઢાવી—દોરાશાને—કષ્ટિ જરથુસ્તપર ચઢાવી
યુકિત કીધી તેને ભયભીત અતિશ્ય—ભવાં નેન ખુનપર ચઢાવી=દોરા૦
વિકરાળ વરૂનાં બાળને કપાવી—ત્યાં જરથુરસ્તને દીધો નખાવી=દોરા૦

* એજ નોટેશન પ્રમાણે વગાડો મધુરિકા પાનું-૧૦૦-ઉજી દીલ દાઝ.

ધાર્યું વરૂઓ ક્રુર બહુ બનશે--ને કોઇથી ન લેશે બચાવી=દોરા૦
ધસ્યાં વરૂ જ્યારે "જરાથુસ્ત" અંગપર--પણ અહુરાએ દીધા અકડાવી=દોરા૦
"જુગતી ને યુકિત" હજારો ગમે હોય—પણ "મુકિત તો અહુરાથીજ આવી"=

કષ્ટિ જરથુસ્ત પર ચઢાવી - દોરાંશાને - કષ્ટિ જરથુસ્ત પર ચઠાવી
રેમ°મ° મ°પ ધ પધસાસાધધમ°પ ધપ મ°ગ ર સાગરેસા
યુકિત કીધી તેને ભયભીત અતિસ્ય— ભવાં નેન ખૂન પર ચઢાવી = દોરા.
ધપસા સાસા સાસા રૈ રૈ સારેસા ધધ ધધ ધ ધ પધસાસા ધધ

**ધસ્યા ગયલા ક્રુર વરૂઓ ગેબી શકિતને લીધે, સજ્જડ અકડી ગયાં અને બુરાઓને હાર મલી—**

**બયેત.**

અકડીયાં વરૂઓ તે ગુફાની બહાર–ને બચ્યો નેક જરથુસ્ત–એમ આવ્યો સાર.
પછી ત્યાં બે બકરાં—અચાનક ગયા–વરૂઓને ત્યાં જોઇ અજબ બહુ થયા.
દીઠો તેમણે, પુતને પડેલો ત્યાં–દુધ તેને પાવા તેની પાસ રહયા.
અહુરા એ રીતે રાખ્યો ત્યાં સાથ–"બુરા હાથ સામે હજાર તેના હાથ."
વળિ માતા ભટકી–આવી હાલ હવાલ–દીઠો વહાલા બાળનો "સુખી નેક હાલ."
ખબર પહોંચી આ વાતની દરબારમાં–વળિ ઉડયાં નાદ ત્યાં, તકરારમાં
હતો નેક દાનાવ અતિ હુશીઆર–કહયું તેણે **"જરથુશ્તનો અહુરા છે યાર"**
કદિ ન ભલા જીવને દુખ આવશે !–તમારોજ અનજામ નહેસ્ત લાવશે !"
ગઇ જ્યારે માતા ખુશી સાથ ઘર–એવામાં આવ્યો, "બુર્જોર્ગ એક નર."
તેને માંગ્યું જરથુસ્તનું કરવા જતન–કહયું તેણે "હું જ લઇશ તેનું રક્ષણ'' !
"પુરૂશરૂપે" બેટાને સ્વાધીન કીધો,–**અહુરાના નામપર આધિન કીધો.**

ખુલાસો=૧૪-વિક્રાળ વરૂથી પણ તેને સલામત રાખ્યો. આવો જ્યારે મોજેજો બન્યો, ત્યારે તે ખરેજ પયગમબર પદમેલવી આવ્યો એ બીન સુબેહ વાત પ્રથમથીજ ખરી પડતી ગઇ. આપણે જોઇ રહયા તેથી આપણને બોધ લેવા જેવું એ છે જે, આપણે પોતે પાક અહુરાના ભાન તરફ ધ્યાન રાખશું તો આપણા શીરરના દુખો પણ તેજ બાપ ટાળશેજ, ટાલશે.

**અષો જરથુસ્ત્રાની સાત વરસની ઉમ્મર તે અરસામાં તેમની માંદગી વખતે,"બેરાંતરૂસ" તથા "દોરાંસરોબે,"ચલાવેલો દગો તેમાં મલેલી હાર**

**ગીત—શાને છીપાયા—એ—રાહ માંડ.**

જનમથી, "અહુરમાં" જેનું ભાન=ભલા માનોરે જરથોસ્તનું કેમ કરૂં બ્યાન રે=લભા.
ઉમ્મર તેની સાતની થઇ–જાણે સાત સદી ગઇ,–"દુશમનની દાબ"–ગઇ હરામ=ભલા.

જરથોસ્ત જ્યાં રહેતો હતો—ત્યાંપર ભય કાંઇ કીધો—બીહને સૌ છોડી ગયાં ઠામ=ભલા.
માંદગીના વખ્ત સમયે—હકીમના વેશે આવ્યો—ઝેર દઇ નામ કીધું બદલામ=ભલા.
જરથુસ્ત્રા ચેતી ગયા—દાવપેચ ભેટી ગયા—ફેંકી દવા, તોડયું પોગળ કામ=ભલા.
"જરથોસ્ત્રને જય" મલી—બુરાઇની શય થઇ—ચલકાતમાં પુર રહયો નેકનામ=ભલા.

**જનમથી અહુરમાં જેનુ ભાન — ભલા માનોરે જરથોસ્તનૂ**
**સાસાસા નીસારેસાની ધધ પધપ મ'મ' ગરેરેગમ' ધધધ**
કેમ કરૂ બ્યાન =
**પધપ મ'ગરે રેસારેગરેસા**

ઉમ્મર તેની સાતની થઇ જાણે સાત સદી ગઇ દુશમનની દાબ ગઇ હરામ=
**ગગ પધ સાસા સાસા રર રર સારેગરેસાનીધપ સાસાસા સાની ધ ધપધપ**

ખુલાસો=૧૫—જ્યારે જરથુસ્ત્રાની ઉમર સાત વર્ષ જેટલી થઇ તે વેળાએ પેલા બુરાઓએ જ્યાં જરથુસ્ત ને રાખવામાં આવ્યા હતા, ત્યાંના લોકોમાં કાંઇ ગજબ યા ભયની વાત ફેલાવી જેથી સઘલા તે જગ્યા છોડી ગયા અને તેજ તકનો લાભ લઈ જરથુસ્ત્રની નાદરૂસ્ત તબીયત વખતે પેલા માહેલા કોઇ હકીમ વેશે ઝેર દેવા ગયા. પણ દવાની બાતેન, જરથુસ્ત્ર પોતાની બાળવય છતા પણ મિનોઇ ગેબી શકતિથી પામી ગયા અને દવામાં દગો જાહેર કર્યો. તે ઝેર ફેંકી દેવામાં આવ્યું અને પેલાઓનું પોગળ ઉગાડું પડયું, જ્યારે બુરાઓ બદીથી બેઆબરૂ બન્યા ત્યારે 'નુરમંદ નેકીની નેક નૈયતનાં નવરંગે જરાથુસ્ત્રા ઝલકતા થયો."

## જરથોસ્ત્રાના બાળ વયનાં કામની નોંધ—તેનો વીગત અહેવાલ.

### ગીત—પુછો ન વાત એ—એ રાહ.

સુનો તુમ વાત નર નારી—લીધો કેમ ભોગ તે સોશીઅંતે=સુનો.
રંજેથી, ડર નહી લઇને—લાઢયા તમને જાની ગંજે=સુનો.

(દોહરો)—દરૂજ દૈત્યના જોર સાથ લડયો બાથોબાથ
પ્રથમ તેમણે, બાંધ્યો—"બહમનથી" રે ગાંઠ—
કીધી સેવા જગતની વાહ—અંશોઇની સાથ લીધી ખંતે=સુનો.

(દોહરો)—કીધી મંડળમાં ફરી—ધરમ થકી તકરાર
મિથ્ર સ્તોતના" ભાવથી—કીધી દરૂજ ઠાર.
"સરોષની" ખાસ પનાહ માટે—લીધી બહુ રંજ ભલા મંતે=સુનો.

સુનો તમ વાત નર નારી — લીધો રે ભોગ તે સોશીઅંતે
**પમ' ગરસાસારે મ'મ' પ ધનીધ ધધ ધની' પધમ' મ' પધનીધ**
રંજેથી ડર નહી લઇને — લાઢયા તમને જાની ગંજે =
**મ'મ'ધ ની' ની'સા સાસા નીધ ધની'પધ મ'પ ધનીધ**

દરૂજ દૈત્યના જોર સાથ — લડયો બાથો બાથ
સાની સાની સાની સા નીંનીધ પસાની ધ
ને પ્રથમ તેમને બાંધ્યો બહેમનથી રે ગાંઠ
મં પપ પપ પપધનીધપ ધધનીસાની ધ
કીધી સેવા જગતની વાહ — 'અષોઇની સાથ" લીધી અંતે=સૂજો
મંમં ધની નીસાસા સા નીંધધની ધપધ મંપ ધની ધ

ખુલાસો=૧૬—આ ભલા અંતે, તમારે ખાતર કેટલી જેહેમત ઉઠાવી, તેના બદલામાં તેની દીન તરફ ધ્યાન દેઓ તેના રૂહને શાદ કરો. તેનાં ધર્મની જય થાઓ સાહદત સાથે તકરારથી ખોટાઓને તોડો અને અકલ અને ખુબી ગાઇ રહો!

**જ્યાફત વખતે બોરાંતરૂશ સાથે ચાલેલી તકરાર, જેમાં જરથોસ્તની બાહોશી સામે રદ ગયેલી મુજીઓની જીદ.**

**બયેત.**

જ્યારે ત્યાં "પોરૂશસ્પે" જ્યાફત ભરી,—તે જ્યાફત તો, આફતમાં ગઇ રે ફરી.
તકરાર તો ગરમ થઇ "બોરાં તરૂસ" સાથ,—ધર્મ માટે લડયો જરથુસ્ત્ર બાથે બાથ.
ઉખડયો બોરાં તરૂશ ખરેજ તુંડ બની,—જરાથુસ્તે તે તુંડી, રજ ન ગણી.
તે નિચ શાહે ચાહયું કે ફજીયત કરે,—પણ જરથુસ્ત તેને સામી નસીહત ભરે.
ગયો આથી શાહનો મિજાજ બહુ ફરી,—કમ્મર તોડવા જરથુસ્તે, હિમ્મત ભરી.
અજબ બહુ રહયા, જે હતા મહેમાન,—"જરથોસ્તનો દાદાર હતો મહેરબાન."
હાર્યા બુરાઓ ન ફાવ્યા કદિ,—જરાથુસ્તે ભાંજી રે તેમની બદી.

ખુલાશો=૧૭—એક વાર પોરૂશસ્પે, સઘળાને મેજબાની આપી તે વેળા ત્યા રસાકસી ભર્યો વાદ વિવાદ ચાલી રહયો પણ જયારે, "બોરાતરૂશ" હાર ખાઇ ખફગીથી બોર થયો હતો, ત્યારે જરથુશ્ત, નાદર નસીહતે તેની ગરમ મગજ શકિતને શાંન્તિ કરતો હતો પણ જ્યાં બુરાઈ ઉપરજ કમર કસી રાખવામાં આવે, ત્યા મહાન જરથુસ્ત્રની તકરારથી કરાર થાયે કયાંથી!

**જરાથોસ્ત્રની "ખાકી" માંથી—આત્મિક ખ્યાલમાં ગયલી ગતિ—**

**(ગીત)—જીલ્લા ગઝલ—જફા ઓર જુલ્મસે—એ રાહ**

"જરથોસ્તનું" ધ્યાન, ને ઇમાન તો મનનમાં ગયું
જુવાન તે વય છતાં—તે "અહુરના ગનનમાં" ગયું=જરથોસ્તનું.
છુપો તે પ્યાર ધરી—પાળી લેતો રંકને સદા,
ગદા ને દાદ દેતાં—દીલ, ખુરેહમાં ખીલતું થયું=જરથોસ્તનું.
સરોષથી શકિત તેને પુર નેકીમાં ચાલુ મળી,

---

* એજ નોટેશને વગાડો મધૂરિકા પાન ૭૪.

આગાહી સાથ ગુપ્ત ભેદોનું જ્ઞાન—મનમાનતું થયું=જરથોસ્તનું.
જ્ઞાની ને દાનીનો ગુણવંત તે પયેમબર થયો
પાકીજે ખ્યાલ લઇ—અશોઇમાં તે સનમાન રહયું=જરથોસ્તનું.
ધર્મ, ભોગ, નેકી નીતી—સિવાય કોઇ માર્ગ ન લીધો,
હુમ્ત, હુખ્ત, હુવરસ્તના, બોધ દેતું નામ રહયું=જરથોસ્તનું.

જરથોસ્તનુ ધ્યાન, ને ઇમાન તો મનનમાં ગયુ
**સાસાગમ° પપ પ પત્રનીઃસા નીઁપમ° મ°ગમ° પમ°ગરેસા**

જુવાન તે વય છતાં — તે અહુરના મનનમાં ગયુ =
**નીનાસા ધની પત્ર પ ધની°ધપ મ°ગમ° પમ°ગરેસા**

છુપો તે પ્યાર ધરી — વાળી લેતો રંકને સદા }
**પની ની સાસા સાસા નીની નીની સાધ નીપ** } ચોઠી લીટી પહેલી માફક.

ખુલાસો=૧૮—જુવાન વયથીજ જરથુશ્ત્રે પોતાનું ચીત પાક અહુરાનીજ શોધ પાછળ રોકયું હતું. બાળ વયથીજ ગરીબ તરફ ચાહ તથા પ્રીત રાખી છુપી રીતે ગરીબોની પરવરસી કરતો હતો—ગરીબને હમેશ દાદ આપવાથીજ, તે અહુરાની યાદને માનતો હતો—જેથી સરોશની શકિત તેનાં ઉપર આફ્રીન કરતી ઉતરી, અને બહમનનુ જોર રોશન થતું ચાલ્યું—એવી શકિતથી ગુપ્ત, યાને બીજાને ન સમજ પડે એવા ભેદો તેમની ચશમો સામે ખુલતા ગયા. ખરેજ આ પાક સ્પિતામા અશોઇમા, જ્ઞાનમાં દાનીમા ગુણીજ્ઞાની અને માહાજ્ઞાનીઓનો જ્ઞાની બન્યો. તેમનનું કામ ધર્મ ઉપર ધ્યાન નિતિમાટે નમન, સચ્ચાઇ માટે સેવા—નુજ હતું યાને હુમત હુખત અને હુવરશ્ત—નેક વિચાર, નેક ઉચ્ચાર અને નેક કાર્યજ તેમનો ખાસ લક્ષણ હતો—જે આપણે જાણ્યો છે, વાંચ્યો, છે અને તે પ્રમાણે વર્તણુ કરીએ તો ખરેજ આપણને પણ અતિ સુખ થાયે. પણ સુખ કેવુ! બદનનું નહી પણ આત્માના આરામનુ સુખ થાયે કે જે સુખ બીજાના સુખને પોતાનું ગણે—તે સુખ--

**સરોશથી, જરથોશ્ત્રાને, રય શહેર છોડી, ઇરાન જવાની બસારત થઇ—રસ્તે જતાં ઉંડાં પાણીથી વહેતી નદી "આબહી" નામની વચ્ચે નડી. જયાંથી, સાથવાલાઓને પેલે પાર, વગર હોડીએ જવું મુશકેલ હતું. પણ ભલા સ્પિતામાએ ગેબી શકિતથી વગર હોડીએ નદી પસાર કરાવી.**

**બયેત.**

હતી ઉમ્મર ત્રીશ જ્યારે જરથુસ્તની—બસારત થઇ ત્યાં "સરોશ" નેકની.
કે જરથોસ્તે જાવું "ઇરાન સરજમીન—ને ફેલાવે ધર્મ માજદીયસ્ત મુસ્તકીમ"
હુકમ સર જારથુસ્ત તૈયાર થયો,—કુટુંબને સગાં સાથ કુચપર ગયો.
નદી "આબહી" પાસ તે પોંહોંચ્યો—પાર કેમ જવું તે વિચાર સોંચ્યો.
કીધી તેને આરજુ "પાક અહુરમજદને"—કે પાર તે કરવાને "તું સુજ દે"!

થઇ ગેબી બરકત કે પાર તેઓ જાય—જેથી સૌનાં હૈડાં અજબ બહુ થાય.
વરસના આખેર રોજે આવ્યા ઇરાન—જે વેળા ત્યાં ચાલુ હતું એક જશન.
ઇરાદો કીધો તે જશન ગાહ જવા—પણ રાત થઇ જવાથી હતું ના રવા.
જ્યારે તેને રાત્રે મુકામ ત્યાં કીધો—અજબ એક ખ્વાબનો ચિતાર મન લીધો,
કે, સપડાય પોતે એક લશ્કરની માંહે—પણ લશકરથી લડવા બીજું કોઇ ધાય.
ઉત્તરનું જે લશકર હતું જોશ દાર—દક્ષીણથી મેળવી જબરદસ્ત હાર.
ખુલાસો હતો ખ્વાબનો તે તો આ—કે જરથોસ્ત્ર આવશે ખરે તે જગા,
ને બદકારને મારી, છુંડી નાંખશે—ને પાક લોકો નેકીનાં ફળ ચાખશે.
પછી ત્યાંબી આવશે "મેદીઓ માહ"—ને બનશે જરાથુસ્ત તેનો દાદખાં=

ખુલાસો=૧૯—ત્રીશ વરશની ઉમ્મરે સરોશ ઈજદ તરફથી, જરાથુશ્ત સાહેબને ઇરાન જમીન ઉપર સિધારવા તથા ત્યાં દીન ફેલાવવા બસારત કરવામાં આવી—અને ત્યાં જતાં માગમાં નદી પસાર થવાની હતી પણ પાક અહુરામઝદાની યાદી કરવાથી જરાથુસ્ત્રએ તે નદી પોતાના સાથવાલાઓ સાથે આસાનીથી પસાર કીધી. જે વખતે મુકામ પર આવ્યા તે વખત સાંજનો હતો તથા ત્યાં જશન ચાલતું હતુ પણ રાત્રે થોભી ગયો. તે રાત્રે જરાથુસ્ત્રએ ખ્વાબ જોયો તેમા લડાઈનો રંગ દીઠો. તેમા ઉત્તરના—લશકરને દક્ષણની ફોજથી હાર મળી જે એક આગાહી રૂપ ખ્વાબની તાવીલ હતી, જેથી મેદીઓ—માહ જરાથુસ્ત્રાનો દાદખાં નિવડયો. તે બસારત હતી.

(મેદીયોમા, જરથુસ્તી દીન કબુલ કીધી તેની શહાદત "ફરવરદીન યસ્ત"માં મળશે.)

**અષો જરથુશ્ત દાએતી નદીનાં પાણીમાંથી ગુજર કરી પાર ઉતરયા—**

**ગીત—ગુલ ચમનમે—એ રાહ. લાવણી**

"માહા અરદીબેસ્ત" ને "દેપમહેર રોજ" ને વારે,
"ખોરશેદ" રોશનીમાં "જરથુસ્ત" નીકળ્યો ત્યારે=
તે ઇરાન છોડીને—જતો હતો કાંઈ કામે,
ત્યાં વચ્ચે હતી જે નદી—"દાએતી" નામે=
તે જોશભર ત્યાંથી પાર ઉતરીને ચાલ્યો
ચાર વાર ફરીયું પાણી—કશું નહી હાલ્યો.
પ્રથમ તો પાણી—ચઢતું ગુંટીપર આવ્યું,
પછી ગુઠણ ચઢીને—ત્યાંથી કમ્મરપુર આવ્યું,
જ્યારે થોડી વારે તો ગરદન તક ભિંજવાયો
પણ "અષોઈ ભરેલો નર"—નહી ખિંજવાયો
આ ચાર સમયના ભરમ હતાં કાંઈ ન્યારા,
જે ધરમ માટેના ખુબી ભરેલાં સારાઃ
પ્રથમ સમયનો સાર હતો કાઇ એવો,
કે "જરથોસ્ત શિખવશે ધરમ—એક નાદર જેવો."

પછી બીજી વેળાએ આવશે "હોશેદર" ત્યાંપર,
ત્યાં ફરી "અજવાળુ-ધરશે અહુરાની રાહપર."
"માહ હોશેદર" જ્યારે—ત્રીજા સમયમાં આવે,
ભલી "અહુરની દીનનો" નવો સફો ત્યાં લાવે.
આખેર તો "સોશીઅસ," સેવટ સંબંધમાં થાશે,
જે આખીર તુલીક "અહુરાની દીનને ગાશે."
સોનું જેમ ગાલતાં સાફ સફાઈ ધરાવે,
તેમ નદી તરીને "જરથોસ્ત બન્યો નેક તાલે"—

માહા અરદીબેસ્તને દેપમહેર રોજ ને વારે
**ગમ॰ પપપપપ પનીનીં॰ પપ મં॰ મં॰પમ॰મ**
ખોરશેદ રોશનનીયા જરથુસ્ત નિકળ્યો ત્યાર
**ગમ॰રેરે સાસારે પપ મ॰ગગમ॰ગ રેસાસા**

ખુલાસો=૨૦—"દાએતી" નદી ઓલંગતા ચાર મરતબે જરાથુસ્ત્રાના અંગ ઉપર પાણી ચઢયુ. જેમા કાઇ ભવિશ્યનો ભેદ હતો. પ્રથમ પાણી ગુઠણ સુધી ચઢયું તે માટે એવું કહેવાયલુ છે કે "જરાથુશ્ત ધરમ શીખવશે"—કમ્મરપુર પાણી ચઢયુ તેનો એવો ઈશારો હતો કે હોશેદરનું ધરમ માટે બીજી વાર આવવુ થશે." અને ત્રીજી મરતબે ચઢેલુ પાણી એ ભેદ આપતુ હતુ કે ત્રીજીવાર પાછો ધરમ ખીલવવા માટે નવો સફો ઉઘડશે—જયારે આખેરમા "સોશીઅસ" આવી અહુરાની દીનને જાગૃત કરી આખેર સમય સુધી જાલવશે—

**અષો જરથુસ્ત્રની બહેમન અમસાસપંદ સાથ મુલાકાત-તે અમસાસપંદે જરથુસ્ત્ર સાહેબની શી ખાહેશ હતી તથા શું કરવા માંગતો હતો એ બાબદ પુછી-જેના જવાબમાં અષો જરથુસ્ત્રાએ નીચલું બયાન કીધું.**

**તુઈ શીવ શંકર કલ્યાણ.**

બહેમન ! મ્હારા, ભલા, વહાલા, દોસ્ત ખરે-નેકીના રાહબર-દાનાઇના દાવર
તુજ મ્હારો મિત-મને પાર કરે !=બહેમન
મનની મુરાદ મ્હારા અહુર ને જોવાની-રાસ્તી, યકીનની રાહ પર રહીને
મિનોઇ મજાહની મોજ મેલવવી-એ સૌ તુંજ પાર પારે=બહેમન

**બહેમન અમશાસપંદે-અષો જરથુસ્ત્રાની ખાહેશ બર લાવવા, એક પલ ભર આંખ બંધ કરવા ફરમાવ્યું—જેમ તે ભલા જરથુશ્ત્રાએ કર્યું અને પાછી આંખ ઉગાડતાં નિચલું બયાન જોયું.**

**તેજ રાહ ચાલુ.**

જોતાં ફરી ત્યાં, નૂરી ચમકારી-હરખ તે દીલનો, નહી સમાયે=
ફીરેશતા આગળ ને પાછળ પરીઓ-નમન અદામાં અદબ કરે=

આવ્યા બીજાઓ જરથુસ્ત્ર પાસે-ત્યાંથી ઓલખ વધુ થાયે=
પહોચ્યો પછી તે દાદાર હજુરમા-જ્યા અહુરાથી આશિષ થાય ખરે=

બહમન મ્હારા ભલા વ્હાલા દોસ્ત ખરે

**પસા નીધ પમધ પમપ ગરેસા રેપગ**

નેકીના રાહબર—દાનાઇના દાવર-તુજ મ્હારો મિત મને પાર કરે=

**ગગરે ગરેસા નીની ધા નીધપ પસા સાસા સાસા સાસા સાસાની ધપધમપ**

મનની મુરાદ મ્હારા અહુર ને જોવાની-રાસ્તી યકીન ની રાહ પર રહીને

**ગગ ગપપ ધપ સા સા સાસાસા નીની નીની નીધ ધસા નીધ પધપ**

મિનોઇ મજાહની મોજ મેલવવી-એ સૌ તુંજ પાર પાડે=બહેમન

**ગપ પપપ ધસાની ધપધપ ગ ગરે ગરેસા સાસાનીધ પધપ**

ખુલાશો=૨૧— અષો સ્પિતામાને બહમન અમસાસપંદ સાથ મુલાકાત થતા, તે દાનાઈથી ભરેલા બહેમન પાસે, તેની મીત્રતાઇ, તેની જ્ઞાની, માંગી, તથા તેનીજ મદદથી, અહુરાને જોઇ શકે, એવી મુરાદ ચાહી. જરાથુસ્ત્રથી એવી ખાહેશ સાંભલી, તેમને આંખ વિંચવા બહેમને કહયું, જેમ આંખ વિંચી, એક પલ પછી પાછી ઉગાડતા, ત્યાજ જુદીજ રંગત જરાથુસ્ત્રએ દીઠી જેમા દેવતા તથા અષોઇ અને પવિત્રાઇમા ભરપુર થયેલા સઉને જોયાં. ખુદ અકકલની સંગત પ્રમાણે જેઓ ચાલે છે, અકલ આધારે પવિત્ર દહે પ્રમાણે વર્તે છે, તેઓ ખરેખરાં તરેહવાર ગુપ્ત ભેદના ખુલાશા પોતાના ભિતરથી મેલવે છે. કાંઇબી જાતનુ ઉંચું જ્ઞાન, દુન્યવી જ્ઞાન, ફકત જ્ઞાનમાંજ ઉત્તમ કહેવાશે, પણ રૂડી અને નેક રીતે ચાલવાની ટેવ, તમારાં અંતકરણ, તમારા હઇડામાં નવા નવા રંગ અને રાગો દહાપણની ખાનમાથી તમારી નજરે પહોચાડશે યાને નેકીની ખાસ જરૂર આત્મીક મનને ખીલવવાનો રસ્તો છે, જે રસ્તા ઉપરજ, ન દેખેલુ, ન જોયલું મનથી કલ્પાય છે, જ્યાંથીજ ગુપ્ત ભેદ અને બાબદો જન્મ લેછે. જેમકે એક કવિ, શું કલ્પે છે! એક ચિતારો, શી રંગત ચિતારે છે!

**યજશ્નેના ૪૪ માં હામાંથી તથા દીનકર્દમાંથી મલતી સહાદત,**
**કે "જરથુસ્ત્ર અહુરાને મલ્યો હતો."**

યજશને ૪૪ મા હા { ઓ ખલકતના ખાવીંદ પરવરદેગાર-તુંને યાદ કરતા બહમન મળ્યો યાર
ભલી તેની સ્હાયથી હું મળ્યો તુંને-આજે વહાલા અહુરા, મને તું સુને

દીનકર્દ-વરસ ત્રીસનો જરથુસ્ત્ર જ્યારે થયો-અહુરની દરબારમાં બહમન સાથ ગયો.

**અષો જરથુસ્ત્રાએ દાદારને કીધેલી પરપુછ કે ધરતી ઉપર ભલો શખ્સ કોણ—તેનો દાદાર અહુરમજદે આપેલા જવાબનો સાર—**
**"ઇષ તણા હીતમાં છે"—એ રાહ ભેરવી.**

સાચ સાથે રાખી વશે જે સૌ નારી નર-પ્રેમ પ્રિત પામે મુજથી-એવુ હેડે ધર
પાણી અગ્નિ જંતજીવનને ચાહે જે સદા-દાન દયાનો વહેતો ઝરો એવો દીલે ભર
ક્રુર ક્રોધી હોય ખરા તે જન્મ દુખી થાય-રીબતાં, દુખી રહેશેસદા-મેલવી દોજખ દર

બે દીવસની ગેતીમાં જે શોધે નીચ હવસ-રોજે રસતાખેજ સુધી ખેંચે દોષ સર
હુમત હુખત ને વરો સદા ઓ પ્યારા સુજ્જન-કુવરસ્તથી ચાલી કરી "મન"ને ખુશી કર

સાચ સાથ રાખી વશે- જે સૌ નારી નાર (બીજી લીટી
**પપ પધ° મ°પમ° ગ°રે ગ° ગ° મ°મ° પ** એજ પ્રમાણે)

પાણી અગ્નિ જંત જીવનને ચાહે જે સદા ચાહે જે સદા
**નીંધ નીંત્ર નીં° નીં°નીં°નીં° નીં°ધ° પ પપધનીં°સા નીં°સા નીં° ધ°પ**
**સાસા સાસા ગ° રે સા સા**

દાન દયાનો વહેતો ઝરો— એવો દીલે ભર =
**પ પપત્ર° મ°પપ મ°ગ°રે ગ°ગ° મ°મ° પ**

ખુલાશો=૨૨—દાદાર અહુરમજદને શુ પસંદ છે તેનો જરથુસ્ત્રને સાર રૂપ જવાબ, સત્યતા સાથે દોસ્તી, અગ્નિ, ઝાડપાન, જીવ જંતુ ઉપર પ્રેમ રાખો જાલવણી કરવી, ક્રોધ, કપટ, કીનો, અદેખાઇ અહંકાર, રાખવો, પાણી, તુડાઈ, તજી દેવી, આ સ્વપના સમ ગેતીમા હવસ ઉપર હોસ ન રાખવી, એવી રીતના આદમીઓ ઉપર દાદારની પ્રીતની નજર હરદમ રહે છે. એ બધા ગુણો, પ્રથમ સાચ્ચુ વિચારવાથી, સાચુ બોલવાથી, અને સાચુ કામ કરવાથીજ મેલવી શકાશે.

જરથોસ્ત્રના બીજા સવાલો-જેમાં ભલા અમસાસપંદો અને સેતારા વગેરેની ચાલ માટે વાકેફગારી ચાહી તથા એ સિવાય બીજી માહીતી મેલવી. ઉપરાંત સર્વ હકીકતથી દાદાર તરફથી માહીતી મેલવી, જેવી કે દેવ દરૂજથી કેમ બચાવમાં રહેવું, બદકેરદાર શકિતથી કેમ જાળવણી કરવી તેનો દાદારના જવાબનો સાર.

"દો દીનકે"-યાને પીલુ.

નેકી મને, સર્વથી પ્યારી છે બદ ખસલત ને કરતુક નો ચાહનાર મને અણુગમતો છે
ગમ અલમ, ને સખ્તી પિડાતો-મને ન ગમતી છે—નેકી મને.
ભલાઇ ખુબીના કરનારા ને-મુજથી શકિત છે--નેકી મને.
બદખસલતના જાલમી જીવોને-અંધકારની ભરતી છે—નેકી મને.
વાકેફ કરૂછ વહાલા જરથુસ્ત્ર-તુમા નેકીની હસ્તી છે—નેકી મને.

નેકી મને સર્વથી પ્યારી છે—નેકી
**મમ° પપ ગ°પમ° ગ°રેસાની સા ગમ°**

બદ ખસલત ને કરતુકનો ચાહનાર—મને અણુગમતો છે—નેકી મને
**મ° ગ°મ°પપ પ નીંધનીં° ધ° પ પપ પપધ°પમ° મ° ગ°મ°**

જુલાસો=૨૩—ઓ વહાલા જરાથુસ્ત્રા, મને "નેકી" સઉથી વાહલી છે. ખોટી વાસના મમાર્ગે ચાલનાર, મને અનગમતા છે, અને તેઓ સદા ગમખ્વારી, તથા પીડાકારી ભોગવશે. વલી અને નેક રાહે ચાલનારાઓને મ્હારાથી શકિત પોહોચશે. અને બુડાઇ કરનારાઓને સદા અંધારે ભાર મલશે. તું મ્હારો વહાલો એટલા માટે છે, કે "ત્હારામાં પુરતી નેકી, ઈમાનદારી, સચ્ચાઈ, વફાદારી, આદી ઉત્તમ ગુણોનો સંગ્રાર અને ભંડાર છે."

**બયત.**

શીદા થઇ જરથુશ્ત્ર પર સિંગાર કીધો—એલમ ગ્નાન દાનાઇનો ભંડાર દીધે
મિનોઇ કામ કલામની બી ચાવી દીધી—નસીહતો હજારો નવાજશ કીધી

( સયતાનની સમજાવત. )

હતો પૂર્યો અહુરાએ, અહેરેમનને ત્યાં—જોઇ વળ્યો જરથુસ્ત્ર, તે દોજખ જગા
જોઇ તેને જરથુસ્ત્રને પાડી બરાદ—કહયુ માર કર, ત્હારી જીંદગી થાય શાદ
છોડી દે દીન આ, દે ગેતીમાં ધ્યાન—અજબ ત્હારા ખીલશે અજબ શાનમાન

( જરથુસ્ત્રાનો જવાબ )

અરે ઓ પલીદ ઓ દોજખના યાર—લયાનતનો હરદમ તુ પર રહે માર!
દીધી તુને લાયક અહુરે જગો—દોસ્ત ત્હારો રહે છે, કીનો ને દગો
ફરમાન ત્હારૂ પાલી જે ગુલામ બને—અહુરા—તેને તહારાજ જેવો ગણે
જગે કરશે જેબી તુ દોજખના કામ—તેને તોડવા આપ્યું છે અહુરા એ હામ
હું મરડીશ ત્હારી અહેરેમંદી બસ—ભલે બુરાઇના કરી કામ હસ!

**અષો જરથોસ્ત્રને મિનોઇ જેહાનમાં બતાવેલી નિશાણી.**

**કાફી હોરી—ગુણે ગુણ.***

સબળ હાથ દીધો રે માની—અહુરાની શકિત પિછાણી જરાથુસ્તે બાતેન જાણી
આતશ ચહેનો ડુંગર સજાવી—જરથુશ્ત્રને તે પર ચલાવી
ત્યાર પછી ને કાસાને ટાવી—રેલા બદન પર નખાવી કશી તેને આવી ન હાણી
જરથુસ્ત બદનના સ્નાયુ ને સાંધે—ભર્યુ અષોઇનુ પાણી
નસીહત દીધી ગુણવંતી ગ્નાની—બન્યો પયેમબર દાની જેયું તેને સઘલુ રે ફાની
અહુરાની શકિત પિછાણી

**સા રેરે ગંમં મંપપ**

સબળ હાથ દીધો રે માની—જરાથૂસ્ત્રે બાતેન જાણી

**પપપ પમં નીંધ નીં પમં પપપમં નીંધનીં પમં**

આતશ ચેહેનો ડુંગર સજાવી—જરથૂસ્ત્રને તે પર ચલાવી

**રેરેરે રેગંરેસા રેની નીસારગં રેં સાસા નીંધ પ ધનીસા**

ત્યાર પછી ને કાંસા ને ટાવી—રેલા બદન પર નખાવી—

**નીંનીં નીંધપ પ ધસાસા નીં ધપ સાસા સાસાસાનીં ધનીંધપ**

કશી તેને આવી ન હાણી—અહુરાની

**પપ પમં નીંધ નીં પમં**

---

* એજ નાદરશાને મધૂરિકા પાનું ૮ મું વગાડવું.

ખુલાસો=૨૪—જરથુસ્ત્ર પર થયેલી ક્રિયા—દાદારે ચ્હેનો ઢગ તૈયાર કરાવી તે ઉપર જરથુસ્ત્રને ચલાવ્યો, પછી કાસુ ટાવી તેમના બદન ઉપર નખાવ્યું. પણ તેની કશી અસર તેમના ઉપર થઈ નહી (આ સઘલી ક્રીયા ઉપરથી એવું અનુમાન કરવા ઉપર ધ્યાન જાયે છે કે, તેમના દરેક રગેરગમાં, જાણે અષાઇનો અંશ તૈયાર થયો હોય, યાને જેના શરીરના રગેરગમાં અષોઇ ભરીજ હોય, તેને કદિ પણ અગિન, યાને, લોભ લાલચ હોશ હવસની આંચ લાગવાની નથી). આવી રીતે તેમની તૈયારી થતા તેમને હજારો નશીહત દેવામાં પણ આવી હતી. અને ખુદ અહુરામઝદા સીવાય સઘલી ચીજોનો નાશ છે એવું શિક્ષણ પણ તેમને મલ્યું હતું.

## આતશ તથા ટાવેલા કાસાંમાથી જરથુસ્ત્ર પસાર થયો, તેનો દાદારે કહેલો સાર બચત.

ભલા નેક જરથુસ્ત્ર તુ ગોવાલ થશે—ધર્મ માટે સૌનો રખેવાલ થશે
કહેજે સૌને ચાલવા ધર્મ દીન ઉપર—દુખો પડશે નહી તો તે કર્મ પર
કરે નેક કામ જેનુ હોય જે રવાન—તેજ જોશે આખેર બહેસ્તનું મકાન
તાવી કાંસું, નાખ્યુ તેનો સાર એજ—ભલી દીન ફેલાશે એ તેનો ફેજ
લોક જ્યારે દીનથી બી આંડાં જશે—આદરબાદ મારાસપંદ પેદા થશે
કાસુ જ્યારે તાવી તે બદન પર લે—ત્યારેજ તેને સચ્ચાઇમાં પુરો કહે

(ઉપલી આગાહી પ્રમાણે સાસાની વંશના ચોથા પાદશાહ શાપુર એબને હોરમજદના વખતમાં આદરબાદ જન્મ પામ્યો અને ઉપલી બાતમી ખરી પાડી હતી જેની સાહાદત—"વીરાફનામા"—તથા દીનકર્દમાં મલશે.

---

**અષો જરથોસ્ત્ર સાહેબે દાદારને ફરી પુછયું કે ઓ "બાપ! ત્હારી બંદગી કરતી વખતે અમારે શું કરવું જોઇએ, કયાં ઉભા રહેવું જોઇએ, શું વસ્તુ અમારી પાસ હોવી જોઇએ! ઇત્યાદી સવાલો કીધા જેનો મલેલો જવાબ તેને સાર રૂપમા નિચે ટાંકયો છે—**

પ્યારા મ્હારા સ્પિતામા,

હોય ગુણી જે નેક—મ્હારી કદરમાં માયા, પાક વચની જોશે મ્હારી છાયા,
મુજ સાગરમાં રોશની ભરી છે, સુર્ય ચંદ્રમાં નુરી ભરી છે,
હર સીતારે કેવી થરી છે, હર હર સ્થાને પુરી ભરી છે,
એ તરફ દીલ સાફ, જે સુધ્ધ નજરે લાયા, કયામતના મુજ યાર દવારે આયા,

પ્યારા મ્હારા સ્પિતામા, હોય ગુણી જે નેક
**ધધ ધપ મંપપ મ° મંમ° મ° સા**
મ્હારી કદરમાં માયા—પાક વચની જોશે મ્હારી છાયા=પ્યારા
**નીંધ પમંગ રેસા સા રેરેસા નીંનીંધ પમ° પપ**

મુજ સાગરમાં રોશની ભરી છે-સુર્ય ચંદ્રમાં નૂરી ભરીછે } બીજા ભાગે
મં૰ મંગમા૰ પધ ધધ ધ પધ ધધપમ૰ મં૰પ પપપ } સુર્ય ચંદ્ર માફક

એ તરફ દીલ સાફ, જે સુદ્ધ નજરે લાયા-કયામતના મુજ યાર દવારે આયા=
મંમંમં૰ મ૰ સા ની૰ ધ પમંગ રેસા સારસાર સા ની૰ધ પમંમં૰ પપ

ખુલાશો=૨૫—ઓ ભલા જરાથુસ્ત્રા! જેવો ગુણવંત નેક 'અને સાચ્ચુ બોલનારા છે. તેઓ મ્હારાથી આસરો મેલવશે. મ્હારી ખલકતની પેદાયશોને, નેક ખ્વાહીથી 'જેવો નવાજેશ કરશે, જે સઘલી પેદાયશોને દીલોજાનીથી ચાહી તે તરફ માન ધરાવશે, તેઓને મ્હારી તરફથી હમેશ દીલસોજી મલતી રહેશે અને કયામત તુલીક તેઓ મ્હારા દોસ્તો રહેશે—(ચેતો ભાઈઓ, બહેનો ચેતો! અહુરાના મીત્ર થવાનું કામ કેટલું સહેલુ છે. ફકત આદમી, જીવજંત તથા સઘલી પ્રકાશિત તેજસ્વી પેદાયશો તરફ માન ચાહ અને ઇઝત ધરાવો! કે અહુરા તમારો દોસ્ત છે.)

તે પછી પાક નુરી અહુરાએ વ્હાલા અષો જરથુસ્ત્રને એવી નસીહત કીધી કે, "દુન્યાના લોકોને, હરદમ મ્હારી અવસ્થા વાણી ઉપર ધ્યાન ધરવા ફરમાવજે- અને ધ્યાન ધરી તે ઉપર અમલ કરવા જરૂરનું છે, એમ ખાસ સમજાવશો—તથા પાદશાહ ગુસતાસ્પને મ્હારી તરફથી ખોલાશો કરજે અને અવસ્થા ઉપર પ્યાર તથા ભલું મન રોકવા કેહજે, કે જેથી તે અદલ તથા નેક શાહ આકેબત નેક કહેવાશે-તેજ પમાણે મોબેદોનો દસતુરોને ધર્મ ઉપરજ યકીન, જાનફેસાની રાખવા કેહજે જે વગર તેઓ સાચા દસતુરો, મોબેદો કહેવાશે નહિ." ઇત્યાદી નસીહત દીધી.

**અષો જરથુસ્ત્ર જ્યારે દાદાર આગલથી પાછા ફર્યા, ત્યારે બેહમન અમશાસપંદથી મુલાકાત થઇ-જ્યાં બેહમને ગોસપંદ માટે દીધેલી નસીહત-**

**મેરે ગુલશનકા-માંડ ગઝલ.**

અહુરાના ભાનને જીતનાર, નેક સપુત સુરા!
ખુબીને, ભેદની, ભાવનાને ચાખેલા તુરા!
ગેતીમાં જાઇને તું, ખાસ સલાહ બી દેજે
ગોસપંદને મારે ન, તેની તું સંભાલ લેજે
પશુ જીવ જંતને પાળે એવું તું સૌને કેહજે
દુખો કોઈ સહજબી દેશે-આખેર કેહવાશે બુરા
કોઇ જો કાપી, ભક્ષી, ખાસે મ્હારા જીવ જીવનને
થાશે તેનાબી તેવા રોજે કયામત વખ્તે ચુરા

અહુરાના ભાન ને જીતનાર ઓ નેક સપુત સુરા } બીજી લીટી
મંમંમં૰ ગરે પ મંગ રે સારે સાધસા મંમં૰ } એજ માફક.
ગેતીમાં જાઇને તુ ખાસ એક સલાહબી દેજે } ચોઠી લીટી
રેમંમં૰પ પધની૰ ધધધ મ૰ ધ ધની૰પ ધપ } પેહેલી માફક.

ખુલાસો=૨૬-ઓ અહુરાના મિત્ર, તું દાદારના ભેદથી પુર માહિતગાર થયલો છે. માટે હું પણ તને મહારો સદાનો મીત્ર ગણી, એવો નસીહત આપી પેગામ સોંપુછું કે 'કોઈબી મનુષ્ય

બીજા જીવ જંતને, ગાય ગોવાલને કદી મારે નહી. અને તેમની રખેવાલી કરે. અગર જેવો એ પ્રમાણે પશુ પંખી જાનવરને હેરાન કરશે, તેઓને આખેર વખતે હેરાનગતી મળશે."

(આ ઠેકાણે **મિનોઇ મજાહમાં** ૨૪ પાને આવેલું **"બેહમન અમશાસપંદ ગોસપંદનો રક્ષક"** એ ગીત ધ્યાન કરવું. તેનું નોટેશન ત્યાંજ છે)

## અષો જરથુસ્ત્રાને અરદીબેસ્ત અમશાસપંદ, યાને આતશ ઉપર મુવકકલ થયલા અમશાસપંદ તરફથી મુલાકાત, અને નસીહત– "અએ બેટા."

ઓ તુરા જરથુસ્ત્ર! અહુરના નિમેલા સંત
પાક દીન, યકીનનો તું મહા વિરો છે મંત
પયેગામ મ્હારો છે તુને આતશ જતન તું લે!
ગેતીમાં જઇને પાલવા બીજા બધાને કેહ!
આતશ કદેહને રાખવા, ગુસતાસ્પને દેજે કહેન
હરદમ ને હર હર કારમાં—આતશને દેવા દેન!
આતશને જાલવી રાખવા, જે કોઈ લેશે બરદાસ
તેનું જીગર, બે જેહાનમાં, મેલવે ખરૂ સુખવાસ
બુજોર્ગી એમાં છે ભરી, ખરી અહુરાની ખાસ
જાલવશે જે જે આતશને,–ન રહેશે તે ઉદાસ

ઓ તુરા જરથુસ્ત–અહુરાના નિમેલા સંત
**સા રે રેમ° મ°પમ° પધ ધપમ° રે**
પાક દીન યકીનનો તું માહા વિરો છે મંત=
**ની°ની° ની° ની°ધમ° પ ધ ધપ મ° રે**
પયગામ મહરો છે તુને આતશ જતન તુ લે
**ધધ ધસા સા સાસાસા સારે રેગ ર સા** } ચોઠી લીટી બીજી માફક

ખુલાશો=૨૯–અરદીબેસ્ત અમશાસપંદથા એવો પગામ મેલવ્યો કે દરેક માનવીએ આતશનું રક્ષણ કરવું. નજસાઇ, દરૂજ, તથા દુરગંધ ન બાળવી. તેની ઉપર સુખડ લોબાન મેલી, તેને ખુશાબુદ કરવો યાને તે બળવાથી સુગંધ પંથરાય જેથી બાલનારનેજ ચોખાઈ તથા સુગંધી મલે. જે કોઇ આતશકદેહ, તથા આતશને રોશન રાખવાના સ્થાણો બનાવતો રેહશે તેજ પ્રમાણે તેના ઘરના કુટુંબના જીવોની જાલવણી એબી રીતે થતી રેહશે તથા બન્ને જહાનનું સુખ મેળવશે અને તેના માર્ગમાં ઉદાશી રેહશે નહી.

(વાહાલા વાંચનાર, જે રીતે, જે ખુશબોથી તું આતશને રોશન રાખશે, તેવીજ તેના ધુંવાની સોડમ તુંને મલશે. જો તું બેદરકાર રહી નજસ ચીજ તે ઉપર નાખશે, તેવોજ સોડમ ત્હારા દમમા ભરાશે—તેજ પ્રમાણે ત્હારા જીગરનો આતશ, યાને ત્હારો જીવ જેવા તું ભલો કાર્યો કરશે તેના સુખનો સંતોશ, યા ખોટાં કાર્યો કરશે તો તેના દુઃખનો દંખ આપશે) એ જરૂરજ જાણુજે. માટે ત્હારી ગરીબાઇ પ્રમાણે

ફુંક ગુલાબશાથી મેલવેલી એક સલી આતશ પર મેલી તેની સુંગધ લેજે તેમજ ત્હારી પોતાની અકકલની હદ પ્રમાણે હરદમ નેક સુખન કહી સર્વને સુખી રાખવા કોશેશ કરજે તથા અરદીબેહેરત અમશાસપંદે વધુ જરથુસ્ત્રાને એમ સમજાવ્યું કે જે રીતે દાદાર અહુરમજદે મને આ મ્હાન અમની માટે હવાલો આપ્યો તેમ હું એ જરથુસ્ત્ર, તુંને પણ તે માટે હવાલો સોંપું છું. જે હવાલો, જે ફરજ, તે નુરી કુબલાને, તે અહુરાના નુરને, સર્વે પાક માજદીયસ્નની દીનના પારસી જરથોસ્તીઓને સાચવવાની ફરજ છે—જેમ કરવાનું આપણે માટે કરજ છે. કારણ કે મિનોાઇ મેલવવા માટે તેની ગરજ છે—

## અષો જરથુસ્ત્રને શેહેરેવર તથા સ્પેંદારમદ અમસાસ્પંદથી થયલી નસીહત.

### બયત

ભલા નેક જરથુસ્ત્ર, તું ગેતીમાં જાય—મ્હારા નેક કામનો પેગામ લઇ જા,<br>
જેથી સારી ખલકતની ધાતુ પેદાશ—તેની આપજે ચેતવણુ કે "લે બરદાસ"<br>
તે ધાતુના બનશે ઓજારો અનેક—સફાઇ રાખશે, ત્યારેજ, તે રેહેશે રે ટેક<br>
કાટ જો કદિ ચઢયો તેના ઉપર—તો રહેશે તે સીર પર તેનોજ ભાર<br>
નહી કામ આવે કાટ હોય જ્યાં—લડાઈ વખતે થાશે બતંગ દીન ત્યાં.

ખુલાસો=૨૮—તેજ પ્રમાણે પ્રીય વાંચક તહારા મનને હમેશ કુશળ રાખવા જ્ઞાનથી ખીલવતો રહેજે, જેથી ખોટા વિચારથી તે દુરજ રહે, યાને બદીનો કાટ તેને ન લાગે. નેકીમાં રહેવાથી ત્હારૂં તન ચોખ્ખું રહેશે, જેની અસરથી તું જોરેમંદ, નુરમંદ અને ભલા ખુરેહથી ભરપુર રહેશે. ઉદ્યોગ ત્હારો ઉજાસ છે, અને આલસાઇ ત્હારી મંદ રયીતી માટે ખોરાક પઇ જશે, માટે સંભાલ રાખજો

પછી સ્પેંદારમદથી ખુલાશો થયો—જે લઇને જરથુસ્ત્ર મિનોઇથી ગયો.<br>
હતી, તે અમસાસપંદની એજ નસીહત—કે જમીન સાફ રાખવામાં છે બરખત.<br>
નજીસાઇ, દરજાઇથી રાખવી સફા—જેથી થાય નહી અહુર, હરગીજ ખફા.<br>
અગર લોહી માસથી ન રાખે સફા—જરૂર દાદાર અહુરમજદથી પામે જફા.<br>
પડયા હોય જો સબ, સાફ રાખવી—નહી પાલે ન્યમ તો સજા ચાખવી.

ખુલાસો=૨૯—તે પછી અષો સ્પિતામાએ ખોરદાદ તથા અમરદાદ અમસાસપંદોથી, પાણીને સાફ તથા તમામ વનસપતીને સ્વચ્છ હાલતમાં રાખવા માટે બોધ મેલવ્યા તેમજ શરીર જે, હવા, પાણી આતશ તથા માટીથી બાંધ્યું છે તેની પુર જતન કરવા ખાસ સમજાવ્યું, કારણકે, જેટલી તેની સફાઇ રહે છે, તેટલીજ મનની પણ સફાઇ માટે સુજ પડશે.—જેટલું તન સુખાકારીભર્યું રેહસે તેટલુંજ ભવિષ્યનું આવતું મનુષ્ય સુખી અને નિરોગી નિવડશે

### (તનથી મનથી)-એ તર્જ.

અગ્નિ, પાણી, ખાક પવને થયુ બદન—સાફ, સફાઇથી ખાસ અષોઇથી લેજો તમજતન<br>
ફળ ફળાદી, પાસ કદિ, તમ રાખો ના નજીસ, પાણી સાથ ન મેલો કદિ બુરીચીજ હરગીજ<br>
હર ખુબીને ખીલતી કરવા કસો રોજ શીષ—વળી બોધમાં, સુબોધમાં, શોધમાં,<br>
ખંત કરી, તનને ધરી—કર રૂડો મથન=

અગ્નિ પાણી ખાક પવનમાં થયું છે રે બદન—
**રેમ°મ° પધપ મ°મ°પ મ°મ°ગ રેગ સારગમ°પ ગમ°**
સાફ સફાઈથી ખાસ અષોઈથી લેજો તમ જતન
**પસાં ની°સાંની°ધ પસાં ની°સાંની°ધ મ°મ° પ ધની°ધપમ°**

બીજી ત્રણ લીટી પહેલી માફક { વળી બોધમાં—સુબોધમાં શોધમાં—
**મ°મ° મ°પધ ધપધની° ધની°સાં**

ખંત કરી— તનને ધરી—કર રૂડો મથન=અગ્નિ
**સાંની° ધપ સાંની° ધપ મ° મ°પ ધની°ધપમ**

ખુલાસો=૩૦—તેજ પ્રમાણે સ્પેનદારમદ, ખોરદાદ, તથા અમેરદાદ અમસાસપંદોએ, જે ચીજો ઉપર તેઓ મુકરર હતા, તે વીશેની નસીહત દીધી, જેમાં મુલ ભેદ એ હતો કે ફળ ફુલાદી, ઝાડપાન, પાણી જમીન વગેરે ઉપર કોઈ પણ જાતની નજીસાઈ કરવી નહી, ગલીચી અતા અટકાવ કરવો, જેમ થવાથી તે ગલીચીની મેલની અસર, બીજે કોઈ ઠેકાણે મેલ કરે નહી અને તેમ જો થયું તો જીવજંત, પ્રાણી, મનુષ્ય વીગેરેને કેવું નુકસાન થાય, તેથી જગતમાં રોગ ઈત્યાદી ઉતપણ થાય. માટે એવા કામમાં ઘણાજ ઉતમ બોધ કરવા, જરાથુસ્ત્રને ફરમાન દેવામાં આવ્યો.

## જરથુસ્ત્રનુ મિનોઈથી ગેતિમાં આવવું.*

ખુલાસો=૩૧—જરથુશ્ત્ર જ્યારે મિનોઈ આલમ તરફથી, તે પાક કીરતાર, તથા સઘલા અમેસાસપંદો તરફથી ગુપ્ત જ્ઞાન મેળવી પાછા ગેતિમાં આવ્યા, ત્યારે તેમનો રોશન ચહેરો જોઈ ઘણાક દેવ લોકો (જેઓ લશકર લઇ સામે આવ્યા હતા,) અચરત અને તાજુબ થયા. (ઓ પ્રિય વાંચનાર યાદ રાખ કે, "જેઓ ખુબી, નેકી, સચ્ચાઈ, અષોઇ ઉપર ચાલે છે, તેઓની ભિત્તરની સુધ્ધ લાગણીથી સ્વચ્છ લોહી જોશ કરી અજબ તરાહની આસુદગી ચેહરા ઉપર પાંથરે છે. જ્યારે ઉલટી રીતે ચાલનારાઓનો ચેહરોજ માત્ર ખીન્નભિન્ન જેવો દીશે છે.)—ભલા સ્પિતામાનો ચેહરો જોતાંજ તે દેવોએ અરજ કીધી કે, તમોએ તમારી ભલી નસીહત જગતમાં નહી આપવી, કારણકે તેથી તેઓને ઘણીજ રંજ થશે—આ સાંભળતાંજ અશો સ્પિતામાએ તરતજ યથાના કલામો ભણવા સરૂ કીધા, જેની અસરથી તેઓ નાબુદ થયા (આ યથાના કલામોની અસરની હકીકત—વંદીદાદની ૧૯ મી પરગરદ—તથા "જમયાદ યસ્ત," અને યજશ્નેના "હાવનીમ" નામના હા મધે આવેલી છે—એવું આ પુસ્તક જેના ઉપરથી બનાવ્યું તેના કર્તા કહે છે.)

### "માહા કષ્ટના અરે,"

જગતને માહા કષ્ટ દેનારા—દેવો દફન સૌ થાયરે
હુકમ કરં મ્હારા અહુર ફરમાને—નસલ નાબુદ તુંજ થાયરે.
દેવ દરૂજનો દૌર સદાનો—ગબડી ગેતીથી જાયેરે=
અરજ કરીશ હું રાત અને દીને—કે અહુર કલામ પર ધ્યાન ધરે
જેની અસરની પમડાત વ્યાપે—જગમાં સુખ છળકાયેરે=

---

*(જુઓ મિનોઇ મજાહુ—પાનુ ૧૪—જરથોસ્ત્ર મ્હારા જીવના જોતી. એ ગીત આ જગ્યા પર ગાઇ જવા કોશેશ કરવી.

જગતને માહા કષ્ટ દેનારા—દેવો દફન સૌ થાયરે
**સાસાસાસા પપ ધસાસા નીંધપ નીંધપ મંગસા સારે મંગરેસા**
હુકમ કર મ્હારા અહુર ફરમાને — નસલ નાબુદ તું જ થાયરે
**પપ પધ નીની સા સાસાસાસા નીની નીની નીની સાનીધનીધપ**
દૈવ દરૂજનો દૌર સદાનો— ગબડી ગેતિ થી જાયેરે=
**સાસા સાસા પધસાસા નીંધપ નીંધ પમંગ સારે મંગરેસા**

ખુલાસો=૩૨—આદમ જાતની પવિત્ર ફરજ, દરેક જુઠાં કામ, દરેક નઠારા કામનો નાશ કરવાની છે. એવા નઠારા કામ કરનાર, દરૂજ સમાનના ગણાય અને તેઓનો નાશ થાય, એવા પવિત્ર કલામો ભણવા અને પાકીજી ફેલાવવી, જેથી દુન્યા કંગાલ્યતથી મુકત રહે અને સઘલે સુખ શાંન્તી ફેલાય.

## અષો જરથુસ્ત્ર શાહ ગુસતાસ્પની દરબારમાં

ખુલાસો=૩૩—દેવ લોકોને સજા દઇ, તે અશો પેગમબર, બલ્ખ શેહેર તરફ ગયો. દરબારમાં પહોંચતાં કચેરીમાં બે સફ દીઠી. એક સફ સરદારોની, બીજી દાનાવ, તથા ફીલસુફોની હતી. બેહદ આદરમાનથી, શાહ ગુસતાસ્પે, અશો જરથુસ્ત્રને ખાસ ખુરસી આપી, જે લેવા આગમજ ઘણીજ દુવા શાહ ઉપર કીધી. મીજલસમાં ઘણાક દુરઅંદેશ અને દાનાવ માણસોને અશો જરથુસ્તે થોડી વારમાં પીછાણી લીધા—શાહની ફરમાશથી અશો જરથુસ્ત્રાએ પોતે મેળવેલો અબોઇનો માર્ગ, તેની ખુબી કહી સંભળાવી—વચ્ચે જેઓએ સવાલ કીધા, તેઓને જવાબથી વાકેફ કીધા.

## આકાશથી તખ્તરથપર જરથોસ્ત્ર આવ્યા અને શાહ ગુસતાસ્પને દુવા કીધી.

### "અએ કુદરતે સુભાની"—એ તર્જ.

આકાશ ગુંબજથી આવી—લાવ્યો મિનોઇથી ચાવી
ગુસતાસ્પ દરબારની માહે—જરથોસ્તે રથ ઝુકાવી—
દાનાવ હતા ત્યાં દાની—ઓછા અધિક બી ગ્નાની
હતી ત્યાંબી ભારી સ્યાની—જરથોસ્તે જત પિછાણી
અજબ રહયા દરબારી—દીઠી આકાશ સ્વારી
તાજુબ રહયા સઉ જોઇ—"જરથોસ્તની નૂર પેશાની"
શાહથી ઇજત તો મળ્યો—માન મરતબામાં ભળ્યો
દરબાર હરખમાં હળ્યો—થઈ રહી ત્યાં જાનફેશાની
દુવા જરથોસ્તે દીધી—શાહ પર આફ્રીન બી કીધી
નસીહત હજારો દીધી—શાહે ખુશીથી માની.

આકાશ ગુંબજથી આવી—લાવ્યો મિનોઇથી ચાવી
**સાસા સાસાસા સાસા સાસા સારેંસા નીંનીં**
ગુસતાસ્પ દરબારની માહે— જરથોસ્તે રથ ઝુકાવી=
**નીંધં પધં પ મંમં મંગંગં રેં રંસાસા**

**અવસ્તા વાણીમાં આવેલી દુવા. તે ઉપરથી તરજુમો કીધેલા સાર-ગુસતાસ્પ ઉપર દુવા કીધી તે માટે, જરથુશ્ત્રાના નેક સખુનો—**

**બ ય ત.**

અવ્વલ તું શાહને હું આફ્રીન કરૂ—હજારો દુવા તુંજ સીર પર **ધરે**
**કે** રહેજે તું હરદમ બુજોર્ગીની સાથ—ને પામજે નવાજેશ હર વાતે વાત
**વળિ**લાંબાં આયુશ તુ ભોગવી બી લે—ફ્રરજંદની કીર્તીની ખુશી તું **લે**
**ત્હારે** સીર "**જામાસ્પ**" બી દુવા ભરે—જે સઘલી દુવા તુને આમીન **થરે**
**વળિ** બનજે માહાજ્ઞાની ફાયદો કરી—યજત ને અમલનો તું કાયદો **ધડી**
**ફ્તેહ**મંદ તુ રહેજે "**ફીરેદુન**" મિસાલ—કયામતમાં રહે ત્હારો હાલ ખુશખુશાલ
**હુનર**મંદી કરજે જામાસ્પ જેવી તુ—"**કાઉસની**" સમાન પામ નેક ખુશએ
**બને** તું "**હોશંગ** જેવો દાનેશમંદ"—"**તેહેમુરસના**" જેવો બને દેવબંદ
**નેકી** નેક પામે શાહ "**જમશેદ**" મીસાલ—ઉદ્યોગી ઉપયોગી તું રહે હરહાળ
"**કેરસાસપશાહ**" મીસાલ, તુ જોરેમંદ રહે—"**ઓરવ.ક્ષની**" મીસાલ તું સરદારી **લે**
"**કય શીઆવક્ષ**"ના જેવો તું નિર્દોષ બન—ગોવાલની રખેવાલી કરવાનું ગણુ
"**આથવીઆન**" માફક તું ગોસપંદને પાળ—ત્હારે ત્યાં રહે બહુ અસબાબ **ને** માલ
**ચલ**ફાત તું જ્ઞાનીનો આસપાસ ધરે—અંધારૂં બીજાઓનું દુર તું કરે
"**અમેસાસપંદાનો**," પ્યારો રહે—તુને પરવરસીનો સૌ સાહેબ **કહે**
"**અશોરનાન રથેશ્તારને**" પાળજે સદા—ફ્રરજ ન્યાય દઈને તુ કરજે **અદા**
**દીપે** તેજ ત્હારૂં "આફ્તાબ" મીસાલ—"માહાતાબ" જેવી રેહ રોશન મસાલ
"**આતશની**" સમાનબી તું બળતો રેહ—ઇનસાફ "મેહેર ઇજદ" જેવો કરતોરેહ
"**સરોષની**" મુવાફેક તું દાનાઈ **ભરે**—"**રસને રાસ્ત**" મીસાલે તું રાસ્તી ભરે
"**અહેરામની**" બરોબર તું જોરદાર થા—રાહાત તું "**રામની**" મુવાફેક ગા
"**કેખસરૂ**" મીસાલનો તું દાદખા **થરે**—આખરે ત્હારૂં ઘર બેહેસ્ત મુકામનું **થરે.**

ખુલાસો=૩૪—ઉપલી સઘલી ભલી દુવાઓ અષો સ્પિતામા જરાથુસ્ત્રે, શાહ ગુસતાસ્પપર કીધી. પણ પ્રિય વાંચનાર તું સવાલ કર! કે "તે શા માટે દુવા કીધી?" તો જવાબ મળશે કે, "શાહ ગુસતાસ્પે તે અષો સ્પિતામા જરાથુસ્ત્રની ભલી માજદયસની દીન કબુલ રાખી." અને જ્યારે તે દીન કબુલ રાખી અને રાખતાંજ, પેલી દુવાઓની આફ્રીન તે શાહ ઉપર થઇ, એવુંજ જો તું માન્ય રાખતો હોય, તો પછી તુંને આશા રાખવી કે "તેજ પ્રમાણે તું ચાલે, તેજ ભલી દીન ઉપર યકીન રાખે તો તું પણ તે દુવાનો હમબેરો મેળવશેજ, યાને આ જગતનું અને પેલી મિનોઇ દુન્યાનું પણ તું સુખ મેળવે."

ઉપલી દુવાઓથી, તથા જરાથુસ્ત્રાની દાનાઇ, ફીલસુફીથી, દરબારના બીજા સલાહકારો, ખુશી થવાને બદલે ઝંખવાના થયા અને ગોયા ક્રૂર જાનવરો હોય તેમ તે "સીંહ નર" ઉપર વેર લેવા હિકમત થયા. જ્યારે તેઓથી દરબારમાં અનેક રીતની તકરાર ચાલતી, ત્યારે હર વાર તેઓ તકરારમાં

હારીને બેકરાર થતા ચાહ્યા. એવી ભલી રીત વાપડતાં છતાં, આવા પાક ગુણો ધરાવત્રા છતાં, સામા અસામીઓમાં કોનો, હથસ, ક્રોધ ઉત્પનુ થયો, અને તેના જોશ અને આવેશમાં, તે પાક ગુરી જાનને તકલીફ દેવા વિચાર કરી બેઠા, પણ તે અહુરાએ, તે વહાલા જાનને કશી હુલાકી આપવા દીધી નહી તે ઉપરથી આપણુને શીખવાનું જાણવાનું છે કે, ભલી દીનની તફેદારી, ઉસતવારીથી પાલવાની અપણી જીકરને ગમે ત્યાંથી ચલવલ, ચલવલ, પહોંચાડવામાં આવે, તોયે પણ, તે દાદાર અહુરમઝદ ઉપરનું આપણું ફકત યકીનજ, આપણા સઘળાં દુખો, વેદના ટાળશે, અને આપણી દીનને થોડા જાણા પણ દીપતી, ખીલતી, ખુશાબકત રાખશે !

## ખુને જીગરકો

જરથુસ્ત્ર સ્પિતામા સાથે–ત્યા તો ચાલી રહી તકરાર=
ત્યા થયા સ્વાલો ભારી–તેના જવાબ કીધા સંભારી
ત્યાં તો સૌ રહયા રે હારી–દ્વેષમાં આવ્યો નહી કરાર=
એમ રોજ દરબારે ચાલી–ગુમબેશ જબાની હાલી
રહયા ખસીઆના સૌ ઠાલી–ન દોધ લાવ્યો કાંઇ સાર=
એવા તોર જોરમાં ચાલ્યો–પણુ કોઇ કદિ ન ફાવ્યો
જરથુસ્ત્ર ઠેકાણે લાવ્યો–ને સૌને દીધી હાર

જરથોસ્ત સ્પિતામા સાથે ત્યાતો ચાલી રહી તકરાર
મંપ નીંનીંધં ધંપપમં ગંરેસા રમંમં પ ધંધંપ
ત્યા થયા સ્વાલો ભારી જવાબ દીધા ત્યાં સંભારી
મં પપ નીંનીંનીં સાસા સાસા નીંનીં સા રેસાનાંનીં
ત્યાતો સૌ રહયા રે હારી– દવેષમાં આવ્યો નહી કરાર=
મંમં પ સાસા નીં ધંધંપ મંગંરેસા રેમંમં પધં ધંપ

ખુલાસો=૩૫–પ્રિય ભાઇ, આપણે અનેક વાર જોઇએ છીએ કે તકરાર જો રાસ્ત પાયાપર ચાલતી હોય તો ભલું. પણ ઘણીક વેળા તકરારમાં ગમે એવી સામી સ્વચ્છ દલીલ છતાં પ્રથમનીજ પોતાની મતલબની તકરાર જેવો ચાહે છે તેવો કશાબ્બી જ્ઞાની પુરાવાથી સંતોષ મેલવતાં નથી. યાને જરથુસ્ત્રે, શાન્તીથી, ગમે એવી સરસ દલીલથી, દરબારીઓને સમજાવ્યું, પણ જ્યાં સામાવાલાઓને પોતાનું પ્રપંચજ વ્હાલું હતુ, ત્યાં તે સ્પિતામાનું સઘલું ખુલાસેવાર સમજાવેલું કાલુંજ લાગ્યું, જોકે કોઇબ્બી, તે ભલા સંતની સબુરીની ખંતથી ચલાવેલી તકરારને તોડી શકયો નહી.

## જરથોસ્ત્રે શાહ ગોરતાસ્પને પોતે પયગમબર છે તે જાહેર કરી દીન શીખાડી. તે દીન માફક ચાલવા માટે કહેલો એહવાલ.

ખુલાસો=૩૬–જયારે સઘલાઓ જરાથુસ્ત્રને મ્હાત કરવાથી થાકયા, ત્યારે અષો જરથુસ્ત્રાએ, દરબારમાં આગેવાન જગ્યા લઇ શાહ ઉપર આફ્રીન કરી, તેને મલેલા તખ્ત અને તાજો, ઓહદો અને હકુમત, જે પાક પરવરદેગારે બક્ષ્યો હતો તેજ પરવરદેગાર તરફથી, પોતે તેને માટે પેગામ લાવ્યો છે, તે સમજાવ્યું તથા એક કેતાબ કાઢી દેખાડી જે જોઇ શાહે વાંચવાની, તથા બરોબર તપાસ લેવાની ખાહેશ રાખી, તથા તેનેઅશો જરથુસ્ત્રાને વધુ સાબીતીને ખાતર, કાંઇ ચમતકાર યા મોજેજો કરી બતલાવવા ફરમાવ્યું.

પછી કેતાબનો એકાદ ભાગ સાંભળતાં શાહ પોતે કશું સમજી શકયો નહી કારણકે તેની ગ્યાનની શકિત કરતાં તે વાંચન તદનજ સમજવું મુશકેલ પડયું (કારણકે પેગમબરનો ભવ્ય ભેદ એક સાધારણ શાહ શું સમજી શકે!) તે ઉપરથી શાહે તે કેતાબ સમજવા વખત માંગ્યો જેટલા સમયમાં, અશો જરથુસ્ત્રાને જેમ ગમે એમ ફરવું, યા મરજી મુજબ માગવું, એવો ફરમાન બહાર પડયો. આ બીનાથી, બીજાઓને ઘણુંજ ભારી પડયું. તથા જરથુસ્ત્રને હેરાન કરી, પુગાડી દેવાનો મનસુબો માહોમાહે થયો.

## જરથુસ્ત્રાપર બહોતાન.

### અકલપે નાજ એ તર્જ—યા પીલુ ગજલ.

નિંદાનુ રાજ્ય કહો, કોણ પર સ્વાર નથી=
તેના તીણા બાણથી, કહો કોણ બન્યું ખ્વાર નથી=
બહોતાન સાથ ઠગાઇની નજીસાઇ, સંતના ઘર જમી
પપ્રંચી જાલથી કોણ સબડી, ફજાવાર નથી=
જરથુસ્ત્ર વહાલો ઘરથી બહાર, ખુશબખ્તીના પાઠ દીયે
શકની સીંચી થાપનો, કહો કોણ સજાવાર નથી=
શાહથી બેસી નેક ખ્વાહી કરતો રે તે નેક નર
ભયથી કદિ સત્ય જણો બીહતા તો હરબાર નથી=
બુરાઓએ દગ્યો રે શાહ ગુસતાસ્પની સામને
જરથુસ્ત્રાની જાનને, આજાબ તો પણ ભાર નથી=

નિંદાનુ રાજ્ય કહો, કોણ પર સ્વાર નથી
**સાગગ મ°પમ°ગ°રે સા <u>ની</u>સા પધની°ધ પમ° મ°ગ મ°પ**
તેના તિણા બાણથી કહો કોણ બન્યું ખ્વાર નથી
**ની°ધ ધધ ની°ધપ પપ પધની°ધ પમ° ગ મ°મ°પ**
બહોતાન સાથ ઠગાઇની નજી સાઇ સંતના ઘર જમી
**મ°પપ ની ની<u>સાસાસા</u> ની°ની° ની°ધપ પધ ની°ધપ ધપ**
પ્રપંચી જાલથી સબડતુ કોણ ફજા વાર નથી
**ધધધ ની°ધપ પધની°ધપ પમ° મ°મ° ગ મ°પ**

ખુલાસો=૩૭-અરે તે "નેહેશ નિંદા" કોણના ઘર ભાંગતાં અટકી છે! તે "કાળી ફળા" કોણના ઉપર બળાના વાદલ ગગડાવી નાખતાં હઠી છે! સંસારમાં સાંપ સમ-દોસ્તીમાં દુશમન સમ-મિત્રાઈમાં મોત સમ-સદા પોતાનો દસ્ત લંબાવતી રહી છે-પણ જયાં સત્ય છે, ત્યાં તે કદી ફાવી નથી.-તે ત્યાંજ ફાવી છે કે જયાં "કાચો કાન-અગ્યાન ભાગ્ય," છે-તેમ નેહેસ્ત "નિંદા"એ, ભલા સોસીઅંત પર આફત લાવી નાખી, પણ તેને કશી અલવલ આવી નહી-જો પયગમબર જેવાઓને નિંદાએ પોતાનીચુંગાલમાં ગુગલાવી નાખવાની ત્રાપ મારી છે, તો કાચા કાનવાલો તેના શ્રાપમાં સપડાય તેમાં નવાઈ શી?

બુરા વિચારના ખુશામતીઆએ જરાથુસ્ત્રના ઘરની રખેવાલી રાખતા શખ્સ સાથ પ્રપંચ કરી તેમના

ઘરમાં તરેહવાર જાતની બુરી દરૂજી તથા નજીસાઇ એકઠી કરી અને તેમ કરવા પછી તેઓ એકસંપ કરી શાહ ગુસતાસ્પની દરબારમાં ગયા, જયાં જરથુસ્ત્રા શાહને ચોપડીનો ભેદ ભરમ સમજાવતા હતા તેટલાં ત્યાં વચ્ચે પડી પેલાઓએ બાપોકાર શાહને ખબર કીધી કે જરથુસ્ત્ર જે દાવો કરે છે તે સરયામ જુઠું છે અને ત્હારી ભલી હકુમતને ધોકો આવવાનો, એ પયગમબરી દાવાનો મોટો અખત્યાર કરી તું શાહને આડે માર્ગે ઉતારવાની તદબીર કરે છે. જેની સાબેતી માગતા તેઓએ જરાથુસ્ત્રના મકાનની ઝડતી લીધી અને ચોકીબાનને ખાસ તાકીદથી પુછવામાં આવ્યું કે તે મકાનમાં જરથુસ્ત્ર સીવાય કોઇ ગયું હતું કે નહી!'' જેના જવાબમાં તે મપંચના પાઠ ભનેલા પાંખડીએ તરફત સાબેત કીધું કે 'જરથુસ્ત્ર મકાનને તાળુ દઇ ગયા પછી કોઇ પણ અંદર ગયું નથી.''—(ઓ મકરબી કુન્યા! આવા પયગમબર સાહેબ ઉપર પણ નિંદાએ પોતાના શકનો પગપેસારો કીધો પણ દાનાવ વાંચક એ પગપેસારો નિંદાનો ન હતો એ તો કાચા કાનનો, અજ્ઞાનતાનો બેવકુફાઇનો ફાંડો હતો.) કમ અક્કલ શાહે તે સાબેતી જોતાં જરથુસ્ત્રા પર ખોફ કીધો અને તે અષો સાહેબની શાન્ત ચુપકીદી છતાં હજારો તાનાજનીના સખુન સમજાવ્યા. તેમ કરી તેમને કેદ પુરાવ્યા.

## ગુફરાજ જગશે.—ચા જોગ્યા આશાવારી.

સિતમ શકનો સંતપર કેવો વસાયો, શકમાં કેવો તે રે ફસાયો=સિતમ
ના લાયો ગમ કાંઇ—ના ધીર ખોહી અહુરાની યાદ દીલ સોઇ
જાણી જગની એ બાજીના ભાવો અહુરથીજ આધાર ચાહયો=સિતમ

સિતમ શકનો સંત પર કેવો વસાયો શકમા કેવો તેરે ફસાયો
**પપ મંપ ધ° પમ° ગરે° સારે°સા સાસા રે°મં°મ° પધ° પધંપ**
ના લાયો ગમ કાંઇ-ના ધીર ખોહી- અહુરાની યાદ દીલ સોઇ
**મ° મંમ° પ પ ધ° ધ°પ ધ°સાસા સાનીધંધ° પ મંમ° પધંપ**
જાણી જગની એ બાજી ના ભાવો, અહુરથીજ આધાર ચાહયો=સિતમ
**પપ ધ°સાસા સા રે°રે° સા રે°સા સાસાસા નીધંપ ધ°પ**

## અસ્પે સીહાનો મોજેજો—બયેત.

હતી તેજ રખશોની એક પાયગાહ—જેમા શાહનો પ્યારો હતો અસ્પ સીહા.
અજબ તેની તેજી અજબ ચાલ વાહ—ખસુસ તે પર રહેતી શાહની નિગાહ
સ્વારી શાહ જ્યારે કરતો તે પર,—હીમ્મતથી લડવા ન રહેતો કાંઈ ડર
વળી ફતેહ શાહની બસ તેપર હતી—પીઠ પર બેસતાંજ ફીકર સૌ જતી
નજર એક બામદાદે પડતા ને વાર—દીઠા ન રખેવાલે પગ તેના ચાર
ખબર આ બનાવની કીધી શાહને ઝટ—ખરેખર અજબ આ હતી ખટપટ
સાંભલી જ્યારે શાહે આ નાખુશ ખબર—ધારતીમાં આવી થયો નાસબર
હકીમો બી આવીને હાજર થયા—ને તેમના ઉપાયો સૌ રદ ગયા,
થયો શાહ ગમગીન ને ખોહયો કરાર—ફેલાઇ રહી સઘલે આ ચકચાર
ખબર જ્યારે થઇ આની જરથુસ્ત્રને—મટાડવાને માગ્યું આ નેહસ્ત દુખને

ગયો જે ખવાડવાને ભોજન સખ્સ–તેને દીધો જરથુસ્ત્રે તદબીરને રસ
ગયો ત્યાથી સખ્સ, ખુદ શાહની પડોશ–પેગામ દીધો જરથોસ્તને લાવીને હોશ
વાત શાહે સુની ખુશીની રે સાથ–ને જરથુસ્ત્રની માંગી તરતજ સંગાત
ખલાસ કીધો જરથુસ્ત્રને તે બંધથી–ને ચાહી દુવા અસ્પ સંબંધની
પ્રથમ તેને તનને ધોઇ સાફ કીધું–પછી અહુરામઝદાનું નામ મુળ લીધું
હકીકત, જરાથુસ્ત્રે સાંભલી ખરી–આરામ અસ્પને દેવાની તદબીર કરી
પછી માગ્યો શાહ પાસ એવો એક કોલ–કે ચાર કામ કરવાને આપે તે બોલ
શાહે કોલ આપીને પુછ્યૂં તે કામ–ને જાણવાને માગ્યું ધ્યાન તે તમામ
કહીશ સઘલી વાત એની "સેરાંના" પાસ–ખોલાશો બી ત્યાંજ દઇ એને હું ખાસ
સીહા અસ્પના "સેરાંના" આગલ ગયા–ને ત્યા જઇને શાહને સખુનો કહયાં

ખુલાશો=૩૮–ચાર કામ પુરા કરવા માટે શાહ પાસ જરાથુસ્ત્રે લીધેલો કોલ-તથા તે માહેલું પેહેલુ કામ કરવા પેહલો પગ બાહાર કાઢતાં, મનાવ્યુ તે એ કે ખોદાતાલાએ મોકલેલો હું પયગમબર છું એવુંજ તું ખાતરીથી માન્ય કર અને તે ત્હારી માન્યતા ખરા દીલની હશે તોજ મહારૂં કામ જે હું સરૂ કરૂં છું, તે પાર પડશે—મગર; ત્હારા બોલવા કરતા મનમાં જુદુજ હશે, તો સઘલી મહેનત ફોકટ જશે—એમ સઘલાની સામે જરથુસ્ત્રાએ ખોલાશો કીધો અને પછી પરવરદેગારની બંદગી કરી ઘોડાના આગલા પગ પર હાથ ફેરવ્યો. જેથી તરતજ એક પગ બહાર આવ્યો. આથી જેઓ દીનદાર હાજર હતા તેઓ તથા શાહ બેહદ ખુશ થયા—ત્યાર પછી બીજી બાબતમાં એ સુચવ્યુ કે શાહનો બેટો અસપંનદીયાર જરાથુસ્ત્રાને એવો કોલ આપે; કે તે દીનના કામમાં પોતાની જબાનથી; જવામરદીથી અને યકીનથી મદદ આપે જેમ સચ્ચાઇથી કરવા લીધેલા કોલથી બીજો પગ બહાર આવવાના કામમાં જરથુસ્ત્રાની મહેનત બર આવે. આ કોલ પણ આવવામાં આવ્યો—અને તેમ થતાંજ બંદગીના આધારે સઘલાની ખુશાલી વચ્ચે બીજો પગ બહાર આવ્યો. જયારે ત્રીજો પગ બહાર કાઢવાનો હતો ત્યારે ગુસતારપની રાણી આગલ જવા ચાહયું અને ત્યાં જરાથુસ્ત્રાને લઇ જવામાં આવ્યો જયાં હજારો આફ્રીન સમજાવી તથા જરથુસ્ત્રાની નામનાની અત્યાર આગમજથી વાકેફ રાણીએ તે ભલા જરાથુસ્ત્રાનું બોલવું સત યકીને સાંભલ્યું તથા ટુંકમાં પોતે તે દીન કબુલ રાખી જેથી જરાથુસ્ત્રા ખુશી થઈ ત્યાથી ગયો અને ઘોડાનો ત્રીજો પગ બંદગીથી બહાર કાઢયો. ચોથો પગ કાઢવા આગમજ જરથોસ્ત્રાએ દરબાનને પોતાની ઉપર લાવવામાં આવેલા તોહોમતનો ખરો ભરમ પુછવા કહયું તે જો ખરૂ બોલશે તો ઠીક નહીતો ઘોડા તેવોજ રહેશે દરબાનને લાવવામાં આવ્યો. શાહે તેને સાચું બોલવા ફરમાવ્યું, જેથી મોતની સજાની બીકથી તેને ફોલસુફોએ લાલચ આપી ધમકી આવી ખોટું તરકત કરવા ફરમાવ્યું હતું તે સઘલું કહી દીધું–આ ખોલાસાથી ગુશતાસ્પ બહુજ ગુસ્સે તેમજ રાજી થયો. ગુસ્સે એટલા માટે કે તેના સરદારોએ શાહને બનાવ્યો અને રાજી એટલા માટે કે જરાથુસ્ત્રાની સાચી કીમત અંકાઇ પેલાઓને મોતની સજા મલી અને જરાથુસ્ત્રની નામનામાં અતિયંતવધારો થયો.

આ ઉપલી લખેલી હકીકતમાં સામાન્ય નજરે જે વાત લખી છે; તેમાં કાંઇ દેખીતો ભાવ મલતો નથી પણ, એ સાદી લખેલી બાબતમાં કાંઇપણ ભવ્ય ભેદ હોવો જોઇએ. "સાઇડનીસ" જેવા મહાવિધ્વાને ગૌતમ બુધને માટે લખાણ કરતા એવું ધોટું ખાધું હતું કે ગૌતમ બુધ્ધની એક લક્ષણ રૂપ બીનાને તેની સાદી બાંધણી ઉપરથી દેવ રૂપમાં વર્ણવી હતી કે જે બીના "સીનેત" જેવા બીજા વિધવાને ભવ્ય ખુલાશાથી સમજાવી હતી—તેજ પમાણે અશ્પસિહાના ચાર પગો પેટમાં જાએ અને તેબી પાછા નિકલે એ વાતમાં કાંઈ ભેદી ભેદ હોવો જોઇએ.

આપણી માજ્દીયસ્ની કીતાબોમાં રોશન થયેલું સર્વ કોઇ જાણે છે, કે અસ્પ યાને ઘોડો શબ્દ ઘણીક વેળા ઘણીક વસ્તુઓ તથા વિચારો માટે વાપડવામાં આવેલો છે જેમકે તેજ ચાલના ઘોડા તરીકે સુર્યને ગણ્યો છે—તથા અકલ જે વિચાર કરતાંજ ક્યાંની કયાં નિકલી જાયે છે, તેને પણ ચપલ ઘોડા જેવી દરશાવી છે. તે ઉપરથી ખ્યાલ લેવાઇ શકાય કે, ગુસતાસ્પનો અસ્પે સિહા કાંઇજ નહી, પણ, તેમના મગજમા કાર્ય કરતી કાંઇ કાળી શકિત, યા સંદેહ યા શકની લાગણી પ્રહિત કરતો ખ્યાલ હોય, જે શકિતના કાળાશમાં રહેવાની હદને લીધે, તે શાહે જરાથુસ્ત્રાની, આગળ વધારતી અકલ ન માન્ય રાખી હોય; જેથી ગુસ્સામાં આવતા તેમની કાળી શકિત, (યાને અસ્પે સિહાની તંગ શકિત)ને વિરૂધતા મળતા, તેમના સતાની રૂયે, જરથુસ્ત્રાને કેદ ખાણું મળ્યું, પણ ધીમેથી ગુસ્સો ઉતરતા; પેલા અસ્પસિહા યા કાળ શકતી યા ખોટી અકલમાં ખતક થવાથી, તે માટેની નુસતેજુઇ કીધી હોય; તેમ જુસતેજુઇ કરતા તેમની કાળી શકિત, યા પોતાની હદમાં રહી વિચાર કરવાની શકિતને ચાર બાજુથી; યા બહુ બોહોલી રોશની મલી હોય, જેથી તેમના અસ્પેસિહા, યાને કાળિ શકિતમાં ચાર બાજુથી વધારો થતાં, અસ્પેસિહાના ચાર પાયા યા પગ ગણવામાં આવ્યા હોય એવા લક્ષણ ભાત્રથી ભરપુર ભેદ તે માજ્દીયસ્ની જરથોસ્તી ધર્મમાં હોવાજ જોઇએ અને છે.

**તજો તજો મનથી-છાયાં-**

સજો સજો સતનો સિંગાર—
સાચ કદિ નવ આંચને પામે-ધુળ ઉડે, ન સુર્ય ઝાંખે=
લાખ જુઠનો ભાર રચાયો—ન જરથુસ્ત્ર પળ ભી દબાયોરે,
આલ પડી તેને ઢાળ સમાની-કાળ સંગ ઔર લાયો રંગ=
અસ્પ સીહાને સાજો કરી ને-ત્યાં ધર્મ રથંભ રચાયોરે
જુઠા આખેર જુઠ રહયા-સત સામે શું ભાર, સંત સામે શુ ભાર=
સજો સજો સતનો સિંગાર

**નીંધ પપ પપપ ગમંધપધનીસાનીધપ**
સાચ કદિ નવ આંચને પામે- ધુળ પડે ન સુર્ય ઝાંખે=
**મંમં મંપ ધપ ગમંરેસા રેસા સાસામં મંગ પ પ પધનીસાનીધ પમંમં**
લાખ જુઠનો ભાર રચાયો- ન જરથુસ્ત્ર પળભી દબાયો રે
**પપ ધસાસાસા સાસા સાસાસા ધ ધધ સાસા સાસારનીસા ધપ**
આલ પડી તેને ઢાળ સમાની- કાળ સંગ ઔર તો લાયો રંગ =
**મંમં મંપ પપ ધસાધ પમંમં પપ ધનીંધ પપપ પધ પ મંમં**
**પયગમબર જરથુસ્ત સાહેબથી શાહ ગુસતાસ્પે ચા કુલી ચાર બીજી મોશકો.**

ઉપલી બિનતો આપણે જોઇ જ્યા અને ત્યાર પછી શાહ અત્યંત ખુશાલીમાં આવી મહેઃ જરથુસ્ત્ર તરફ તેમનુ ધ્યાન માન વધ્યુ. ઇજ્ઞતમા બહુજ વધારા થયો. તેજ વખતમાં ...

દીવસે શાહે ચાર મોરાદ જરાથુસ્ત્ર પાસ માગી. ૧—શાહ ગુસતાસ્પે ચાહયું કે મરણ બાદ મ્હારૂ મકાન તે જેહાનમાં કેવું રહેશે તે હું જોઉં. ૨—ધર્મના ફેલાવા ખાતેર મને ઘણીક લડાઈ લડવી પડશે, તે વેળા મ્હારાં શરીરને જરાબી ઇજા મલે નહી તેવું મ્હારૂ તન થાયે ૩—દુન્યામાં જે નેકી અને બદી થાયે તેના સઘલા અહેવાલથી હું વાકેફ રહું. ૪—હું કયામત તક જીવતો રહું.

આ ઉપલી મુરાદો સમજી જરાથુસ્ત્રાએ જવાબ દીધો કે "એકજ માણસ પર આ ચારે બાબદની નવાજેશ ન થાયે પણ તે માહેથી એક પસંદ કરવી. શાહ ગુસતાસ્પે પહેલી મુરાદ પોતાને માટે માંગી બીજી મુરાદ પેશોતન હમેશ જીવનારો થાય—ત્રીજીમાં દીકરા અસપનદીયારને, કાંસાના શરીરનો બનાવે. જયારે વજીર જામાસ્પ બધી આગાહી જાણનાર થાયે.

આ પછી અષોસ્પિતામા બંદગીમાં મશગુલ રહયો; અને ઉપલી ચાર મુરાદો બક્ષવાની તેને ખ્વાબમાં ચેતવણી થઇ.

### દેશ-ચા-તોરી મનકી કદર એ તર્જ.

વાહરે, વાહરે, થયો વહાલા જરથોસ્ત્રનો ટેક નેકી આધારેરે
શકનો હક નાશ થયો—સત્ય પ્રકાશ તેજ થયો-
આવી આવી તેના દુષ્ટોને ભાસ—નેકીપર બદીની ચલી ન આસ
હાર સાથે સુકાઇ સાંસ—દુશમન રહયારે ખરે નિરાશ,
એવી તરીકતો જોઈ લે ભાઈ—નેકી આધારેરે=વાહરે.

વાહરે વાહરે થયો વહાલા જરથોસ્ત્રનો ટેક નેકી આધારે રે=
**નીંધ પધ પમં ગમં રેગરે સાનીસા રેગ રેગમંપમંગરે**
શકનો હક નાશ થયો-સત્ય પ્રકાશ તેજ થયો
**રેરેરે મંમં પધનીંધ પપ પપ પપધ મંપધપ મંમંગ**
આવી આવી તેના દુષ્ટોનો ભાસ- નેકી પર બદીની ચલી ન આસ
**રેગ રેપ ગમં રેગરે સાનીસા રેંરે રે મંમંમં પનીં ધ પપ**
હાર સાથે સુકાઇ સાંસ-દુશમન રહયારે ખરે નિરાશ
**મંમં મંપની નીસાસા સા સાસાસા સાસારે નીની સારે**
એવી તરીકતો જોઇ લે ભાઇ- નેકી આધારે રે=વાહરે
**રગ રગમંગ રગ રે સાસા પની નીસાસા રસાનીંધપ**

## પાદશાહ ગુસ્તાસ્પની નજદીક બહેમન-અરદીબેસ્ત, આદરખોરદાદ, તથા આદર ગુશસ્પ ફેરીશતાઓનું આવવું.

### બયેત

અતિ એક ઝલકતી તે બામદાદ હતી—બની શાહની દરબારે ન્યારી ગતિ.
બેઠો શાહ દરબારે જરથોસ્ત પાસ—દુવા તો પયમબરે કીધી બહુ ખાસ.
તેવાંમાંજ આવ્યો ત્યાં દરબાન એક—ને બોલ્યો તે રાખી અજબ માન ટેક.

કે "આવ્યા છે દરબારે ચાર નેક જવાન—મ્હારી તેના ચલકાટથી, બંધ થઇ જબાન".
નજર શાહે તેટલાંજ કીધી છેક દુર—તો દીઠા જોરાવર અને પુર નુર.
હતા તેઓ દાદારના ફરમાનબરદાર—હતી તેમની નુરીમાં નેક કેરદાર.
બહેમન ને અરદીબેસ્ત અમશાસ્પંદ તેઓ—(આદર)ગુશસ્પ ને ખોરદાદ બીજાને કહેવો.
આવી તેઓ બોલ્યા કે ઓ રાસ્ત શાહ—આવ્યો છે જરથુસ્ત્ર તુંજ રાજ સભા.
ખરે તેજ "દાદગરનો માનીતો એક"—હજારો ખુબીથી તે ભરપુર નેક.
ભલી તેની દીન તું કબુલ રાખજે!—અને તેના મીઠા ફળો ચાખજે.
થશે નહી, ખરે ત્હારૂ બુરૂ કદિ—તેના સુખ ભોગવ હજારો સદી.
કદિ તે ભલાને ન આજાબ દે—દીન તેની માનવાને સઘળાને કહે!"
અજબ આ મોજેજાની થઇ ગઇ અસર—આવી શાહને તેથી બેસુદ્ધની કસર.
થોડી પળ સ્મેત શાહે મૂર્છા ખમી—પછી પાછી "શાન," શાહના સરમાં જમી.
શુકર શાહે ત્યાર બાદ કીધા બેશુમાર—કે હું છું એક નાકેશ ને નાચીઝ ગમાર.
હમેશ મ્હાર જરથુસ્ત્રના ફરમાનને—તાબે થઇને રાખીશ મુજ ધ્યાનમે.
શુની જ્યારે આ વાત તે ચારો ગયા—જેવા આવ્યા તેવાજ અણદીઠ થયા.
જોયો જ્યારે સઘળાએ આ ખેલ તમામ—ત્યારે જોઇ લીધો બહુ જરથોસ્ત્ર દમામ.
યકીન સાથે શાહે કબુલાત કરી—તેજ દીનથી ચાલવાને નેક રાહ ધરી.

### બળમાં ન મુજે—યાને ભેરવી.

નેકીનુ નેક નામ થાય—બદીનુ કામ રે ડુબાય.
ગુણીજન પ્યારા—હુશીયાર રહો—ન પાપે ઝુલાવ=નેકીનુ.
જરથુસ્તથી તે પામ્યો નૂરાની—ચાખી ચોખી રીત.
ધર્મ ભણીને ખુબી જાણી—કીધી અષોઇએ જીત=નેકીનુ.
અહુરાથી થઈ ખાતરદારી—જોઇ નિશાણી સાફ.
ભર ઉમંગ ને આનંદ જોશ—કીધું ધર્મનુ માપ=નેકીનુ.

નેકીનું નેક નામ થાય—બદીનું કામ રે દુબાય
**રેગંમ° ગંરે° સારે°ની° સા રેગંમ° ગંરે° સારે° ની°સા**
ગુણીજન પયારા હુશીઆર રહો— ન પાપે ઝુલાવ=! નેકીનુ
**સાસારે°ની° સાની°ધ° પપપધ° મ°પમ°ગ° પ પની°ધ° પમ°પમ° ગંગંમ°**
જરથુસ્તથી તે પામ્યો નુરાંની— ચાખી ચોખી રીત
**ધંધંધંધ ની° સાસા સાસાસા ની°ની° સાસા રે°સાની°ધંપ**
ધર્મ ભણીને ખુબી જાણી— કીધી અષોઇએ જીત=
**મપ પપપ પધ°ની° ધ°પમ°ગ° પપ પપપધ° મંધધંપમ°=**

## પેગમબર સાહેબે બતલાવેલા ચાર મોજેજા.

જરાથુસ્ત્ર સાહેબ, ચાર વસ્તુઓ લઇ, તેની "ઇજવાની ક્રીયા" કરવા બેઠા, જેમા શરાબ (ફળનો સ્વચ્છ રસ) ફુલ, દુધ, અને દાડમ હતાં. જે ચાર વસ્તુઓ ઉપર મીગ્રના કલામો ભણવામાં આવ્યા- ત્યાર પછી, દારૂ પાદશાહને પાયો, જે પીધાથી, શાહ ત્રણ દીવસ સુઇ રહયો, અને તે ત્રણ દીવસના અરસામાં, મિનોઈ આલમની મુલાકાત કરી આવ્યો- દુધ પેશોતનને આપવાથી તે અમર્ગ થયો, યાને સદા જીવનારો થયો. ફુલ જામાસ્પને આવતાં, તે ગુપ્ત અને આવતી વિગતથી વાકેફગાર બન્યો, જ્યારે ચોઠી વસ્તુ દાડમ અસફંદીઆરને આપવાથી. તેનું બદન મજબુત બન્યું કે જેના ઉપર કશાબી હડીયાર લાગુ પડી શકે નહી. ત્યાર પછી પાદશાહે, પોતે જોયલી હકીકત બધાંને કહી સંભળાવી, તથા દાદારનો શેજદો કરી તેની દીન ફેલાવવા કમ્મર કસી જગે જગે આતશ રોશન કરાવવા હુકમો થયા સઘળાઓને દીન ઉપર જાનફેસાની કરવા ખાસ કહેન દેવામાં આવ્યાં-આતશખાનાઓ ઉપર નેક મર્દો, ને, મોટા ખેતાબો તથા માનના સરપાવ સાથ નેમવમાં આવ્યા- આવાં નેક અજાંમથી જરાથુસ્ત્રાનુ દીલ ખુશ થયું-અને ("તે ખુશાલી હજારો હજારો વર્ષ હાલ સુધી જલવાઈ રહી છે, અને રેહશે તે ખુશાલી દાદાર અહુરાની, તથા અમેસાસપદોની તમામ, ઇજદો, અને મીનોઓની તથા તમામ, પારસી જરથોસ્તી ટોળાની છે, અને સદા કાયમ રેહશે")

### આ ઉપલી ચાર રચના ઉપરથી ઉપજાવેલો ભાવ

આ ચાર ઉપલી હકીકતથી, એક હુન્નરમંદ રચના જે મનમાં ઉભી થાય છે, તે પ્રિય વાંચક, તહારી સનમુખ હું વિસ્તારૂં છું જે માનવા મનાવવામાં મ્હારી કાંઇ ખાસ જીદ નથી પણ મનને તે રંગતથી કાંઇ રાહત સાથ ખુશી ઉપજે છે તે હાલ દરશાવું છું.

આપણે જોઇ વળ્યા, કે અષો સ્પિતામા જરાથુસ્ત્રએ, ચાર ચીજોને ઈજી તેના ચાર ફળ દેખાડયા પણ હાલમાં, તેનું કાઇ આપણે જોઈ શકતા નથી યાને આપણી તેવી તેજ શક્તિ ખોગ્રેલી નથી, કે તે કયાંએ જોઇ શકયે, છતાં આ ચાર ચીજોનું બ્યાન કેમ થયું ? તેમાં કાંઇ ભેદ હશે! ગમે એવા ભેદ તે માહેથી તારવી શકાય જ્યારે આ અદના કલમ નિચે મુજબ તે ચાર ચીજે માહેથી કાંઈ લક્ષણ રૂપ સિંગાર તારવી કહે છે. જે માટે ક્ષમા !

૧ આપણે પહેલો ભાવ, ગુસતાસ્પશાહ માટેનો બહેસ્તનો મુકામ જોવા વિશેનો વાંચ્યો, પણ તે ઉપરથી ખાસ અનુમાન કરતાં એમ તોર નિકળે છે કે "એ બાબદ એક અંલકાર રૂપમાં આપણે લેખીયે, તો એમ માની શકાય કે દરેક માજદીયશ્નની દીનમાં પેદા થયલો જીવ એમ માન્યતા જનમથીજ સાથે લેતો આવે, કે જરથુસ્તી દીનમાં જન્મ લેનારાઓ કાંઇ મીનોઇ જેહાનની હસ્તી કબુલ

રાખે." યાને ગેતીમાં પેદા થઈ મિનોઈ યાને કોઈ અનદીઠ સ્થળ હોવું જોઇએ, કે જ્યાં આપણને આતમા સેવટે લઇ જાય. યાને ગુસવાસ્પ શાહનું બેહેસ્ત્ર જોવાનું કાંઇ એમ પણ હોય કે આપણે માટે ગેતિમા કરેલા કામકાજનો નતિજો મિનોઈમાં ચુકતો હોય."

બીજુ રૂપ આપણે પેશોતનનુ બેમર્ગ રેહવા માટેનું વાંચ્યું. એમા પણ એવો ભેદ સમાયલો તેરવી શકાય કે માજદીયસ્નની દીનનો કદી પણ નાશ થશે નહી યાને પેશુતન બેમર્ગ રહે એ કદાપી માજદીયસ્નની દીન હમેશની જલકતી રહેવા માટેની ગુપ્ત ભેદી લક્ષણરૂપ આગાહી હોય !

ત્રીજુ રૂપ જે અસફંદીયારનું વાચ્યુ જેમાં કાસાં જેવું શરીર હતું યાને દહેને હથીઆર લાગે નહિ પણ આંખ માત્ર નાજુક હતી. એનો અર્થ પણ એમ લેખી શકાય કે અસફંદીયારનુ શરીર તે માજદીયસ્તની દીન અને આંખને નાજુક રાખવાની વાતથી એમ સહેજ માની શકાય કે તે દીનની નબળાઈ, યાને કોઇપણ દીને, મહીને, વર્ષે, સદીએ પણ આ નબળાઇ આવે (જે હાલનો રંગ તપાસતા ખરેજ બેશુદ વાત છે) યાને રોઇનતન શરીર સાથે નાજુક આંખ તે કાંઇજ નહી પણ દીન ઉપર આવતી નબળાઇની લક્ષણ રૂપ નિશાણ કહેવાય !

હવે ચોથું રૂપ આપણે તપાસીશું તેમાં જમાસ્પને આગાહી માટેની બક્ષેશ કરવામાં વાંચી છે. જમાસ્પની આગાહીની વાતથી આપણે એવું બંધબેસ્તુ બોલીશું તે એ કે "જરથોસ્તી કોમ, માજદીયસ્ની દીનનો આ ઝુન્ડો ધરાવતી હાલમાં બચેલી નાની શંખ્યા કેવી ચપલ ચાલાક અને નવા નવા સહાસમા જીપલાવી છે, રાજ્ય તરફ કેવી પ્રતીભાવ રાખતી છે, તથા ગમે એવી નાની સંખ્યા ધરાવતી છતાં સખાવતમાં હીમ્મતમાં, જ્ઞાનમાં, જાહોજલાલીમાં ધર્મ જાનફેસાનીમાં ગરીબને હાતમ દીલથી બચાવી બક્ષેશ કરવામાં કેવી ખીલતી છે, તેની નામના વાચવાની હારમાળાથી કોઇ રહીત હોય એમ મનાતુ નથી. ત્યારે, જમાસ્પની આગાહી તે કાઇજ નહી, પણ માજદીયસ્તની દીનના ટોળાની તોવ ખુબીની લક્ષણ રૂપ નિશાણ છે-એમ માનવામાં આ અદના કલમ ખરેજ ખુશી તથા મગરૂર છે -મગરૂર છે. ધર્મ માટે, કે જે ધર્મે, રાજય તરફ વફાદારીજ શીખવી—મગરૂર છે, ધર્મ માટે, કે યેકીનની ઉસતવારી રગેરગમાં ફરતી રહી છે—મગરૂર છે તે માટે કે બીજાના સુખમાં તે ધર્મે પોતાનું સુખ શીખાડયું છે. મગરૂર છે એ કલમ, કે કોમના વિરલાઓ પોતાની કોમ ઉપરાંત બીજી કોમને વીસારો ગયા નથી —મગરૂર છે એ કલમ, અને ચાહે છે એજ દીનમાં મ્હારો જન્મ ખલાસી પામે !

એક છેલ્લી કોશેશ અને આ વાત બંધ તે એજ કે "આતશ પર આફ્રીન કરી, તેના ઉપર સુગંધી વસ્તુ બળતો રાખી, તેને પમરતો રાખવો, તે કાંઇજ નહી, પણ પણ ઉંચ ગુણથી ઉંચ નેકીથી ઉંચ આત્મીક વિચારથી આત્માને ખીલતો રાખવાનો ભાવ ઉતપણ કરવા જેવી રૂડી રોત છે—તે

સામા આતશને ખુશાળ રાખવાથીજ, આત્માની ખુશાલી મોની શકાય જેવો ચાહે તેઓ માને ! ન માને, તે માટે કાંઇ જોર નથી કારણકે ?

"મતિ મતિમા ફેર ભાઇ-કોઇ અજ્ઞાન કોઈ સંત
કોઈ ભલે આળશ કરે-કોંઇ ધરે દીલ ખંત
ગુણ જ્ઞાન ને ખીલવી નારી આખેર થાય સતિ
જતિ સતિની ગતિ બની રહી. કારણ ! સુભ મતિ"—

## જરાથુસ્ત્રને પયગમબર તરીકે તપાસ કરનારાઓ

ખુલાસો=૨૯—આ મહાન સંત ખરેજ પેગમબર હતો કે નહિ તે માટે "યુનાન ખાતેથી યુનાની વતીઆનુશ" નામનો મહાન હકીમ તથા હિંદુસ્તાનથી "ચંગરગાહચ" યાને ચંદ્રપકાશ અને વ્યાસ" નામના નામીચા ઉસતાદો અશો જરાથુસ્ત્રની દાનાઈ તપાસવા આવ્યા. પણ તેઓ કેવા સવાલો કરવાના હતા તે તથા તેના જવાબો અશો સ્પિતામાએ તેઓથી કશું બોલાવવા વગર કહી સંભળાવ્યા જે જાતની ચાલાકી જોઇ પેલા વિદ્વાનો તાજુબ રહયા અને ગુસતાસ્પની દરબારમાં ઘણુંક સુધી રહયા અને દીન કબુલ રાખી.

આ ઉપલા શબ્દોને ખાસ તેઓના ટોળાં તરફથી મોકલવામાં આવ્યા હતા કે જેઓએ જેવું વર્ણન જરાથુસ્ત્રનું જોયું અને સાંભળ્યું હતું તેવુંજ સઘળે ફરી કહયું. વ્યાસ જેવો મહાન વિદ્વાન જરાથુસ્ત્રની કયાસ કરવા કમતી ન હતો. જેના બદન પર નુરી પ્રકાશ, તે ઠગારો કેમ હોય ? જે, સામે આવનારાઓનાં મતલબ ચેતી તરતજ બધું કહી આપે, તે જુઠો કેમ હોય ? જેના મુખમાં ઉંચ વાણી, જેના વિચારો અને કામો નેક તે બદીની તુંભા શું રાખે ? એવી આદી પ્રકારની ખુબીઓ પેલા દાનેશમંદ વિદ્વાનોએ પોતાના ટોળામાં જાહેર કરી અશો જરાથુસ્ત્રનો પેગમબરી મરતબો કબુલ કીધો."

## પયગમબર જરથુસ્ત્રાએ શાહ ગુસતાસ્પને કરેલી નસીહતો.

નેકીમાં રહી નેક કામ કરવાં અને બદીમાં તન મન ગુમાવી, હંમેશ સુધી બતંગ રહેવા કરવાં અને તેમ કરી દોજખમાં સદાના પડવા કરતાં અશોઇનોજ મારગ અખત્યાર કરવો અને બીજાઓને તેમ કરતાં શિક્ષણ આપવું મને જે માટે દાદારે મોકલાવ્યો છે, તે એજ જાહેર કરવાને માટે કે "યકીન અને ઈમાનથી દીનને ચાહવી. તથા તેનો બોહોલો ફેલાવો કરવો. અને દરૂજ લોકને શિક્ષા આપી નેકી કરનારાઓને મદદ કરવી.

"નેકીનો સાથ નથી-તો માનસાઈનો ભાશ નથી
બીન નેકીએ ઈનસાનને-અહુરાની આશનાઈ નથી."

"આ ફરતો આસમાન બધાને એકસાન ગણે છે. તેને ગરીબ અને તવંગર માટે પરવા નથી. આ દુન્યામાં કોઇ સદા રેહવાનું નથી સઘલાને છોડી જવાનું છે. માટે "નેકી" એકલોજ માર્ગ છે, કે જેથી ખોદાતાલા ખુશી રેહશે."

"ચક્રને પરવા નથી-નેક યા મકકારની
જે કરે, તે જાણે વાત-કરાર એકરારની !"

"સઘલાઓએ પોતાની કરણી ઉપરજ આધાર રાખવો ! જેવી તમારાં કામની રોપની હશે, તેવાં ફળ મળશે. મિન્નતમાંજ મિનોઇ મળશે. બુરી મતલબથી

બેહેસ્તનો રસતો જડશે નહી. ગુનાહગારોને, દયાહીણોને, કંજુસોને કદી ખુલ્લો, ચાને બેહેસ્ત, યાને મનની શાંન્તિ મલવાની નથી."

"કરણી તેવી ભરણી–બીજ તેવાં ફળ
રૂડી રીતમાં શાંન્તી–બુરી ચાલે બળ!"

"આ ઉપલી ભલી નસીહતો ખુદ દાદાર અહુરમજદની તરફથી. છે તે માનવામાંજ સુખ સમજો!

અષો જરથુસ્ત્રાએ આપેલા અવસ્તા કલામોની જો બરાબર તપાસ કરો, તો, એવી કોઇ **બનેલી, બનતી અને બનનારી ચીજ બાબદ યા વસ્તુ નથી** કે જે માટે **ભવ્ય ખુલાસો તે કલામોમાં કીધો ન હોય.**

"ભેદ છે આ ધર્મમાં–ખુબી હર કલામમાં
પાલવા માંગો ઇજતથી–તો પળશે એક સલામમાં!"

પાક દીનના આ પયગમબરે ખુલ્લે ખુલ્લું જાહેર કરયું છે કે "**નેકીજ તમોને આગલ વધારશે, ઇજત અપાવશે!**"

"નેકી છે ચેરાગ સમઝન–ભરી અહુરા જોશની
ચાવી છે તે ખરેખરી–તુંજ આત્માના જોશની!"

જેવું જે કરશે તેવુંજ તેનું "રવાન" ભોગવશે. નેકી કરનારને દુન્યવી તકલીફી દુખ, આકેબતના સુખની નિશાણ સમજવી! અને બદી કરનારનું આ જેહાનનું "તકલીફી સુખ" રોજે કયામત તકનું દુખ સમજવું.

"એ દીનની મોજમાં–સદાનું તું સુખ ખોહે
ફરમાન ભાંગે અહુરાનું–આકેબતમાં તું રોય!"

જે ચીજથી ત્હારૂં ભલું ન થતું હોય, તે બીજા માટે કદી વાપરતો ના! કારણકે તેને તેથી રૂડું ન થવાથી દુખ થશે, તેથી તુંજ દુખી કેહવાશે!

"જેમા રૂડું ત્હારૂં–તું નથી માનતો
બીજે તે સુખ કેમ દે–કાં નથી જાણતો?"

સમજીને સ્યાના ઓ જીંદગી અષોઇમાંજ ભેલી લ્યો!
અરે દીનદારો બુરાઇ તમે મેલી દયો!
પામો નેકીથી શાન–બદીથી નુકશાન
તેના ફંદામાં આવો ના બંદા–બુરાઇ તમે મેલી દયો!=
(દોહરો)–બદી, નેકનામી પાસ છે ખરે કંગાળ
આખેર જહાનમ જાલની તે ખરી ચુંગાળ
માટે એ સંતની, શીખ તમે માની લો
મન **મનસની,** ગણ **ગવસની,** દીલ **કુનસની** માની લો=અરે ગુણદારો
સમજીને સ્યાના ઓ જીંદગી અષોઇમાંજ ભેલી લ્યો

**પધ૦પ મ૦પ મ૦ ગ૦મ૦ ગ૦રે૦સાનીસા સામ૦ મ૦**

અને દીનદારો ખુદાઇ તમે મેલી દયો!
ગ°રે ગ°મ°ગ°ર° રે°સાની° ની°સા સામ° મ°
પામો નેકીથી શાન બદીથી નુકસાન– તેના ફંદામાં આવો ના બંદા=
ગ°ગ°ર ગ°મ°મ° મ° ગ°ગ°ધ° પધ°પમ° મ°મ° મ°ની°ની° પધ° પ°મ°ગ°
બદી નેક નામી પાસ છે ખરે કંગાલ–
પ°પ પ°પ પ°પ ધ°પમગ°રે°સાની°સા ગ°ગ°મ°ધ°પમ°
આખેર જાહાનમ જાલની તે ખરી ચુંગાલ
ગ°ર રેરે ગ°ગ°ગ°રે°સાની°સા ગ°ગ°મ°ધ°પમ°
માટે એ સંતની શીખ તમે માની લ્યો–(અરે દીન)–માફક વન્નડો
મન મનસની ગણુ ગવસની દીલ કુનસની માની લ્યો!=
ધં° પપપ પ પપપ પ પપગ° મ°પ ધ°

ખુલાસો=૪૦–અષોઇમાં આસ છે–બદીમાં નીરાસ થશે–બદી એક બેડી સમાન દુખ આપનારી લંપટ છે. માટે અષો જરથુસ્ત્રની શીખામણ જે **હુમત, હુખ્ત, અને હુવરશ્તમાં** સમાઇ જાય છે તે ઉપર ધ્યાન આપો–અને અશોઇ પ્રમાણે ચાલો!

## સેવટ સલામ.

### હીંડોલ

ગાજી રહે, ગાજી રહે ગાજી રહે ગાજી રહે!
માજદીયસ્ની દીનની મોટાઇ મન તાજી રહે=ગાજી
"પુરાણુ યકીનના દીનનો રાહ જરથુસ્ત્ર લાવ્યો ગેતિ માહે"
ચાહો તમે દીન પ્રતિદીન–કે અષોઇ સાથ તાજી રહે!=ગાજી
આસ્થા ઉધ્ધમ સાથ ધરો–નિભાવ કષ્ટથી નાહી ડરો
**અહુરા દાદ લેશે પ્યારા**–તેના રક્ષણે ગાજી રહે=ગાજી

ગાજી રહે ગાજી રહે ગાજી રહે ગાજી રહે
**સાસા સાસા સાની નીની નીધ ધધ મધનીસાસા સાસા**
માજદીયસ્ની દીનની મોટાઈ મન તાજી રહે
**સાસાસાસા સાનીની નીનીધ ધધ મધનીસાની ધધ**
પુરાણુ યકીનના દીનનો રાહ જરથુસ્ત્ર લાવ્યો ગેતી માહે
**ગગ ગમધમ સાસાસા સાસા સાસાસા સાનીધ મધનીસાની ધ**
ચાહો તમે દીન પ્રાતદીન– કે અષોઈ સાથ તાજી રહે
**સાસા ગગ ગ સાસાસા સા સાસાની નીધધ મધનીસાની ધધ**

*God Save the King.*

## નવસારીની પૂરાણી

બારીઆ બેકરી મુંબઇની તથા દેશાવરોની શોખીન પ્રજા માટે ખીદમતમાં તૈયાર છે. **સ્વચ્છ મસાલાની** બનાવેલી **બદામની ખટાઈ,** મસાલાની ખટાઇ—બટર બીસકીટ, નાની સ્વાદીષ્ટ વાઈન બીસકીત, અતિ ચતાકાદાર લહેજત સાથે હમેશ તૈયાર યા આેરડરથી અમારે ત્યાં મલશે.

આ પુરાણી દુકાન, નવસારીમાં આવનારા શોખીન લોકોમાં અતિ વખણાઇ છે. કારણ? તેના **વગર ભેળના, દામના બદલાનાં ઉંચો માલ,** આપવાની તેની **રીતીજ તેની સરટીફીકેટ છે.**

**રૂપીઆ ત્રણથી પાચનો** માલ મંગાવનારને ઘરબેઠા કશાપણ **રેલવે,** યા **પેકીંગ ચાર્જ** વગર પારસલ પોહોચતું કરીશું.

એક નાનો આેરડર નોધાવી ખાતરી કરશોજી?

# પ્રોપ્રાઇટર બારીઆ બેકરી

ટરોતા બજાર—નવસારી.

# ફુલોના માંડવ.

તાજા અને ઈંગલીશ તેસ્તનાં **તોરા હાર, બાસકેટસ રીથસ, ક્રોસીઝ"** હમારે ત્યાંથી મલશે.

**કલમો**—હાપુસ **આંબાનો** આઠ જાતની, **ચીકુની** બે જાતની, **સંતરા, મોસંબી, લીંબુ** ૭ જાતની, **લાલપીચ, સપરચંદ, દાડમ** ચાર જાતની **બોર** અમદાવાડી, શેંગાહીની મીઠી સાકર જેવી **કમરખની બદામ દરાખ, અખરોટ શેતુર મીઠી નાળીઅર શીંગાપુરી** ને ૭ જાતની, ઇત્યાદી ફળની **કલમો** મળશે અનેક જાતના **પામ્સ, કરોતનસ,** જાતજાતના **ગોલાબ, મેગનોલીઆ, એરેકેરીઆ** વગેરેનાં ફુલનાં **ઝાડો** તથા જાત જાતની **ફરનસ, લીલીશ** હમેશ મળશે.

**તાજા ફુલના** તોરા, હાર, બાસકેટસ, બતન હોલશ, **ફુલ-પાનનું ડેકોરેશન,** અગ્રેજો માટે સાપર બોકેસ, રીથ, ક્રૉસીસ બનાવી સંતોશ આપવામાં આવશે.

જાત જાતને પ્રસંગને અનુસરતા ફુલોનું મીશ્રન કરવાની અમારી સ્પેશ્યાલીટી છે. જેથી ભેટ આપનાર અને લેનાર, તેનો ભેદ તથા ભાવ સમજી શકે!

એકઝીબીશનમાં **બાર મોટા ઇનામો** હમારી સરટીફીકેટ તરીકે **મુંબઇ** અને **પુનાનાં** મલ્યા છે. નવા બગીચા બનાવી ચાલુ બગીચામાં મનમાનતો ફેરફાર કરયે છીએ, બહારગામના આરડર પર ધ્યાન આપવામાં આવશે.

ગમે એવા મોટા ઓરડરો ટુંક વખતમાં પુરા કરવામાં આવશેજી.

**સોરાબજી અ. મે. ઇરાની,**

ફુલોરીસ્ત (૨૫ વરસનાં અનુભવી)

ક્લેર રોડ, કોનવેનત પાસે, પાલનજી હોટેલ કમપાઉંડ, ભાએખલા, **મુંબઇ**

